પ્રાચીન ભારતનો

# બુદ્ધિબળનો ખજાનો.

(પ્રથમ ભાગ.)

અનુવાદક-વૈદ્ય અમૃતલાલ. વિ. પ્રાણશંકર.

પ્રકાશક-વૈદ્ય અમૃતલાલ. વિ. પ્રાણશંકર પટ્ટણી.
મુ ઝાડેશ્વર

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦. સને ૧૯૧૫.

સોલ એજન્ટ-
ડી. એમ. પટેલ.
અમદાવાદ.

કિંમત રૂ. ૦-૪-૦.

## સદ્‌ગત ઑન૦ શ્રીયુત્ ગોખલેના

## ચરણકમળમાં,



આ પુસ્તક તેઓ અમારી પવિત્ર ભારતભૂમિનું
નાક રાખનાર અને આખા જગત્‌ના બુદ્ધિમાન
નરોમાં ઉચ્ચ આસને બિરાજી અમારી
ભાવિ ભારતની પ્રજામાં બુદ્ધિનું બીજ
રોપનાર હોવાથી, સહર્ષે, સાનન્દે અને
સપ્રેમે, તેઓશ્રી પરમાત્મા પાસે
અમો દીન મેઢા બનેલા ભા
રતબાળો તરફથી અરજ
ગુજારી અમારા દેશમાં
બુદ્ધિના ભંડાર ભર-
પૂર ભરાવશે એવી
પૂર્ણ આશાથી
નિવેદન કર-
વામા આવે
છે.

# અનુક્રમણિકા.


| | પૃ૦ |
|---|---|
| સરસ્વતી સ્તવન ... ... . . . | ૫ |
| સરસ્વતી મન્ત્ર ... . | ૭ |
| પ્રવેશક પત્ર અથવા બે બોલ . | ૮ |
| આયુર્વેદ અને બુદ્ધિ . . | ૧ |
| બુદ્ધિ વધારનારા આવિષ્કારોની સૃષ્ટિ અસ્વાભાવિક નથી | ૫ |
| ભારતવર્ષમા વનૌષધિઓથી પણ બુદ્ધ્યાત્મક શક્તિ વધારવાનો આવિષ્કાર ... ... ... ... | ૮ |
| બુદ્ધ્યાત્મક શક્તિને ઉન્નત કરવા માટે વનૌષધો પર શોધ થવાનુ કારણ | ૧૧ |
| બુદ્ધિવર્ધક વનૌષધિઓ અને પ્રયોગો સબધી વ્યાખ્યા . ... | ૧૩ |
| જુના કાળમા પ્રયોગોનો પ્રચાર અને તેથી થતા લાભો | ૨૧ |
| આપણા બાપદાદાના ઉપદેશોની તથા કહાણીઓની સત્યતા | ૩૦ |
| વનૌષધથી બુદ્ધિની શક્તિ વધારવાની જરૂર . . ... | ૩૫ |
| વર્ત્તમાનકાળમા બુદ્ધ્યાત્મક શક્તિઓનો હ્રાસ થવાના કારણો | ૩૮ |
| વીર્ય . ... . | ૪૦ |
| વિદ્યાર્થીઓની બુદ્ધિ ઘટવાના કારણો વિષે વિદ્વાનોના અનુભવ | ૫૦ |
| વિદ્વાનોના ઉપલા વિચારોનો ન્યાય | ૬૫ |
| **ઉપસંહાર.** | |
| (૧) બુદ્ધિની મહત્તાના લક્ષણો ... ... | ૬૭ |
| (૨) બુદ્ધિ વધારવા માટેના બે માર્ગ .. | ૬૯ |
| (૩) ઔષધ પ્રયોગથી વધતી જતી બુદ્ધિને ઓળખવાની રીત | ૭૨ |
| (૪) બુદ્ધિવર્ધક ઔષધ પ્રયોગ સેવન કરવાના નિયમો .. ... | ૭૪ |
| પરિશિષ્ટ ... . ... ... ... ... | ૭૬ |

# સરસ્વતી સ્તવન.

---

**'પ્રાચીન ભારતનો બુદ્ધિબળનો ખજાનો'** વાંચકના હાથમાં મૂકતાં પહેલા અત્રે કહેવુ પડશે કે પ્રથમ તે પુસ્તક વાંચવા માટે વાંચકે અધિકારી થવું જોઇએ. કોઇ પણ કાર્ય આરંભવાની પૂર્વે પોતે તેને લાયક છે વા નહિ તેની કર્ત્તા પુરૂષે પોતાની મેળે પરીક્ષા કરવી જોઇએ અને ત્યાર પછીજ કાર્ય આરંભવું જોઇએ એવો શિષ્ટ સંપ્રદાય છે.

અત્રે જે તત્ત્વો અમો વાંચક સમક્ષ રજુ કરીએ છીએ તે તત્ત્વોની સ્વામીની–અધિષ્ઠાત્રી દેવી–**શ્રી સરસ્વતી** છે. અને અમારૂ માનવુ છે કે જો તેની કૃપા, તેનામાં પૂર્ણ શ્રદ્ધા–faith–રાખી સંપાદન કરવામા આવે છે તોજ આ બુદ્ધિબળનો ખજાનો દૃષ્ટિએ પડે છે, અને ત્યારબાદજ તે ખજાનાનાં રત્નો લેવાને–ધારણ કરવાને ગતિરૂપ કર્મ કરવાનુ સૂઝે છે.

માટે, અમારૂ ભાર દઇને કહેવું છે કે જે ભારતમાતાના સંતાને પોતાની માતાની દુર્દશા ટાળવા પણ લીધુ હોય–જેણે આ વિચારને હૃદય વિષે આસન આપી તેનુ સન્માન કરી પોષ્યો હોય–અને ભારત માતની સેવા અર્થે જે મહદ્‌બુદ્ધિની જરૂર છે તે બુદ્ધિના સ્વામી થવા જેણે પ્રયત્નો આરંભ્યા હોય વા કોઈ પણ પ્રકારના પ્રયોગો કરતો હોય–તેણે અવશ્ય પ્રથમ શ્રી 'સરસ્વતી'નુ સ્તવન કરવુંજ જોઇએ અર્થાત્ ટુંકામા કહેવાનુ એજ કે, દરેક વિદ્યાર્થીએ, દરેક બુદ્ધિના ખજાનાનો ઓરડો ઉઘાડનાર અને ઉઘાડવાની ઇચ્છા રાખનાર પુરૂષે અને આ પુસ્તક વાચનાર દરેક વ્યક્તિએ **'ભગવતી સરસ્વતી દેવી'** ની યથાર્થ ઉપાસના કરીજ જોઇએ.

ઉપલા હેતુથી અમોએ આગળ '**શ્રી સરસ્વતી**' મંત્ર આપ્યો છે, તો વાંચકવર્ગને નમ્ર પ્રાર્થના છે કે તેમણે હમેશ ઓછામા ઓછો પાંચવાર તો જપવોજ જોઇએ. વળી 'પ્રાચીન ભારતનો બુદ્ધિબળનો ખજાનો' એ નામના પુસ્તકના આ ટુંકા ઉપોદ્‌ઘાત રૂપ લેખને અમે 'પ્રથમ ભાગ' નામ આપ્યું છે અને બીજા ભાગોમાં ઔષધ–પ્રયોગો જણાવીશું તો તે ઔષધ પ્રયોગો કરતાં પહેલાં તો અવશ્ય આ મંત્ર પાંચ વખત ભણીનેજ તે દવાનું સેવન કરવાનું છે એ પણ અત્રે અગાઉથી કથીએ છીએ.



# सर स्वती मंत्रः

ॐ ह्रीं ऐं ह्रीं ॐ सरस्वत्यै नमः। ॐ ह्रीं ऐं ह्रीं ॐ सरस्वत्यै नमः। ॐ ह्रीं ऐं ह्रीं ॐ सरस्वत्यै नमः। ॐ ह्रीं ऐं ह्रीं ॐ सरस्वत्यै नमः। ॐ ह्रीं ऐं ह्रीं ॐ सरस्वत्यै नमः॥

ॐ ह्रीं ऐं क्लीं श्री सरस्वती भगवती ज्वालामालिनी वद् वद् वाग्वादिनी मम पापं हन् हन् मति निर्मलं कुरु कुरु विद्या देहि देहि ह्रीं भगवती नमः।

ॐ ऐं क्लीं श्री वाग्देवताये परमेश्वराय नमः।

ॐ ह्रीं श्रीं कीर्त्ति ग्रवमंदिरे स्वाहा।

ॐ स्तुति स्मृति पतिधारिणी स्वाहा।

ॐ नमोसयंसंद्धाणां ज्रौं स्रौं स्वाहा।

ઉપરના મંત્ર ભણ્યા પછી તરતજ 'ગાયત્રી મંત્ર' અથવા પ્રભુ નામનો જાપ જપવો.

# પ્રવેશક પત્ર અથવા બે બોલ.

**વાંચકગણુ!**

આજે આપની સેવામાં જે પત્ર મૂકાય છે તે મૂકતા અમારાથી સહર્ષ ગદ્દગદ્દ થઈ જવાય છે અને જણાવવું પડે છે કે મહાકવિ ભવભૂતિનો સિદ્ધાત સિધ છે. કવિ કવે છે કેઃ—

**उत्पत्स्यतेऽस्ति ममकापि समानधर्मा ।**
**कालोह्ययं निरवधिर्विपुला च पृथ्वी ॥**

"મારા સમાન ધર્મવાળો કોઇ ઉત્પન્ન થશે કે વિશ્વમા હશે ' કારણુ કે કાળને અવધિ નથી અને પૃથ્વી વિશાળ છે." ખરેખર ! એક કાળે કે ભિન્ન કાળે, એકજ દેશમા કે ભિન્ન દેશમાં કોઈ કોઈ વાર એકજ વિચારના માણુસો જન્મે છે એ વાત અક્ષરસઃ સત્ય છે.

આજ દિવસ સુધી આયુર્વેદના રસાયનો—જરા વ્યાધિ નાશ કરનાર, નવા રોગ ન આવવા દેનાર, તન્દુરસ્તી જાળવનાર અને મેધ્ય વિગેરે ગુણોવાળી દવાઓ—ઉપર પૂર્ણ શ્રદ્ધાવાળા અમને પોતાને એક જાતનો મેનીઆ લાગ્યો છે એમ માનતા હતા. પણ આજે અમે અમારી પહેલાંથીજ અમારા પાજરામા બેઠેલ એક બધુને જોઇ અતિ ઉત્સાહી બની હર્ષઘેલા થઇ ગયા છીએ. અમારો બુદ્ધિવર્ધક ઔષધો અર્થાત્ આયુર્વેદનાં રસાયનો ઉપર અતિ દૃઢ વિશ્વાસ છે. 'વૈદ્યકલ્પતરૂ' માસિકમા 'રસાયન મિમાસા'નો જે લાબો લેખ છે તે તેની પ્રતીતિ આપે છે.

કાનપુરમા મળેલા 'વૈદ્યક સમેલન'માં અમારી સમાન પ્રકૃતિનુ અમને એક મનુષ્ય મળ્યુ હતું. એ મહાશયનુ નામ 'વ્યાસ પુનમચંદ તનસુખ' છે. તેઓ બ્યાવર—રાજપૂતાનાના રહીશ છે. તેઓ

આજે ૭ સાત વરસથી **મેધ્ય** એટલે બુદ્ધિવર્ધક રસાયનોના શોધ પાછળ લાગેલા છે, અને તેઓનો શોધ ઘણો આગળ છે. એમણે એક **आयुर्वेदमें बुद्धि बढानेका उपाय** એ નામનું પુસ્તક લખ્યું છે. જેમાં સવાસો ઉપર બુદ્ધિવર્ધક પ્રયોગો લખ્યા છે, અને આ પુસ્તકનો અનુવાદ ગુજરાતીમાં કરવાની તેઓએ અમને આજ્ઞા આપવાની કૃપા કરી છે તેથી અમે તેમનો મહદ્ ઉપકાર માનીએ છીએ; અને આ પુસ્તકને 'રસાયન મિમાંસા' કે જે 'પ્રાચીન ભારતનો બુદ્ધિબળનો ખજાનો' છે તેના પ્રથમ ભાગ તરીકે સ્વીકારી વાંચકો સમક્ષ મૂકવામા આવે છે. જો વાંચકગણની ઉત્સુકતા વધશે અને પ્રભુ કૃપા હશે તો 'રસાયન મિમાસા' એ 'પ્રાચીન ભારતનો બુદ્ધિબળનો ખજાનો-ભાગ બીજો' તરીકે થોડાજ વખતમાં પ્રકટ થશે.

વાચક! કાળનો મહિમા વિચિત્ર છે. કાળભગવાન આ સસારચક્રને હમેશાં અસ્થિર ભાવથી ફેરવ્યાજ કરે છે. ભગવાન્ કાળીદાસ પણ કહે છે કે **नीचैर्गच्छत्युपरिच दशा चक्रनेमि क्रमेण.** તે પ્રમાણે જે પરિધિ પહેલા કોઈ કાળે ઉપર હતી તે આજે નીચે આવી ગઈ છે અને જે નીચે હતી તે કાળ મહિમાથી આજે ઉપર આવીને સર્વને તિર્યક્ દૃષ્ટિથી જોઇ રહી છે. તદ્વત્-

જે ભારતના મહિમામા અન્ય દેશના લોકો અંજાઇ જતા હતા, જે ભારતની કીર્ત્તિના શિખર ગગનચુમ્બી હોવાથી અન્ય દેશોની કીર્ત્તિ સતાઇ જતી, તે ભારત અત્યારે જેની તેની દયા ઉપર છે, અન્ય દેશના મોહમા અજાતું જાય છે અને પોતાની કીર્ત્તિ ગુમાવતું જાય છે! બુદ્ધિમતા ભારતને બદલે અત્યારે બુદ્ધિમદ ભારત બન્યુ છે! જે આયુર્વેદમા જણાવેલા બુદ્ધિને આપનાર, બુદ્ધિને પોષનાર અને બુદ્ધિને વધારનારા ગૂઢ સિદ્ધાન્ત રૂપ નિયમો ગુપ્ત રીતે શ્રુતિ-

સ્મૃતિ અને પુરાણાદિ ધર્મશાસ્ત્રોમાં સમાયેલા છે તે નિયમોનું પાલન આડકતરી રીતે, અણસમજ્યે અને અણજાણ્યે પણ જ્યાં સુધી ભારતમાં થતું હતું ત્યાં સુધી ભારત થોડી ઘણી પણ પોતાની ડોક ઉંચી રાખી રહ્યું હતું. પણ ભારતના નશીબ યોગે તે સનાતન કર્મ-ધર્મ માર્ગ પલટાયો—નાશ પામ્યો અને ઠેરઠેર પાખંડ કર્મ–ધર્મનો પ્રચાર વધ્યો, ઇન્દ્રિય લોલુપ્તા અને વિષય લંપટતાએ પોતાની જાળ પૂરેપૂરી પાથરી અને ભારતદેશ આખો અજ્ઞાનની હેડમા જકડાયો ! આ હેડમાંથી છૂટવાનુ ભારતનુ શારીરિક અને બુદ્ધિબળ પણ માહો-માહેના કુસંપથી તથા આયુર્વેદની અને ધર્મશાસ્ત્રોની અવગણનાથી ક્ષીણ પામ્યુ.

ભારતની આવી માઠી દશા, વિદ્યાદેવીએ પોતાની પીઠ દાખવી એટલે વિશેષ વધી, અને શ્રી લક્ષ્મીજી પણ ભારતમાથી રીસાઇ ચાલ્યા ગયા દૈવયોગે બુદ્ધિનુ બુઠ્ઠુ અને અક્કલનુ ઓથમીર ગણાતું ભારત સ્થળે સ્થળે વગોવા લાગ્યુ ! હિન્દુસ્તાનનુ ધન લુટાવા લાગ્યુ ! તેનુ જ અનાજ ખાનાર તેની ચેષ્ટા કરવા મડયા ! ઇશ્વર-કૃપાથી ભારતમા અખૂટ સામગ્રી અને ભરપૂર ભડાર હોવા છતા તે ભૂખે મરવા લાગ્યુ ! દાતા મટીને યાચક બન્યુ ! કર્મવીરો, દાનવીરો, પુણ્યવીરો અને સાક્ષાત્ શ્રી કૃષ્ણચદ્ર પ્રભુનુ માનનીય આ ભારત કમઅક્કલોની સમાજરૂપ બાયલા, પાપી, દુષ્ટ અને રાક્ષસોનુ મથક થઇ ગયુ ! તેનુ તેજ હણાયુ ! અને આજ મરે, કાલ મરે એવી રીતના ડસકા ખાવા લાગ્યુ ! પણ, પ્રભુની દયાથી તેના પગની દયાળુ બ્રિટિશ સરકારની ન્યાયી રાજનીતિ અને છાયા તળે તેના સતાનોમા જાગૃતિ થઇ ! કેટલાક સુપુત્રોએ તેનાં દવાદારૂ કરવા માંડયા અને આપણને ભારતની ખરી સ્થિતિનું ભાન કરાવી ભારતની આવી શોચ-નીય દશા કેવળ **બુદ્ધિહીનતાનેજ** લીધે છે એમ સ્ફોટ કરી આપ્યું.

અમે પણ આ ભારતનો **બુદ્ધિહીનતા** નામનો રોગ નાશ થાય એ હેતુથી/અમારા વૈદ્ય તરીકેના કર્તવ્ય તરીકે બુદ્ધિહીનતા કેમ ટાળવી અને બુદ્ધિ કેમ વધારવી તેનું જે જ્ઞાન/પરમ દયાળુ પરમાત્માની કૃપાથી ભારતના આયુર્વેદમાંથી પ્રાપ્ત થયું તેને, અમારા ભાઇઓને બતાવી ભારતમાતાનુ ઋણ કાઇક અંશે ફેડવુ એ હેતુથી અત્યાર સુધી ગુર્જર સાહિત્યમા નહિ પ્રકટ થયેલા કે નહિ ચર્ચાયેલા એવા આ મહાન્ નવીન ઉપયોગી વિષય તરીકે, ચર્ચી પ્રકટ કરવા યોગ્ય ધાર્યું. અને પ્રથમ રોગના લક્ષણ, રોગનુ નિદાન–રોગની ચિકિત્સા જાણવી જોઇએ એ હેતુથી પ્રથમ ભાગ તરીકે આ પુસ્તક 'બુદ્ધિહીનતા' નામના મહાન્ રોગના નિદાન અને ચિકિત્સારૂપ બહાર પાડવાને ભાગ્યશાળી થયા. અને આ ભયંકર રોગને ટાળવાના અર્થાત્ બુદ્ધિ વધારવાના–આણુવાના ઉપાયો આગળ બીજા ભાગોમા પ્રકટ કરવાનુ વાચકગણુની ઉત્સુકતા, પ્રીતિ, મમતા અને સન્માનતા ઉપર રાખી, તમારા આગળ અત્યારે નિવેદન કર્યું.

આટલુ લખી, વાચક ! પ્યારા વાચક ! આ પુસ્તકને કેવો ન્યાય આપવો તે ત્હને સોપી હવે અમે રજા લઇશુ, પણુ તે પહેલા અમારી વિનતિ છે કે –

ત્હારા દેશની બુદ્ધિહીન સ્થિતિ વિષે જો બની શકે તો શાંત ચિત્તે વિચારજે, જરા શોચજે અને શોકના–પરિતાપના એક બે અશ્રુ પાડજે. અશ્રુ પાડી હૃદય શુદ્ધ કરી, પછી ત્હારી ભારતમાતાની લજવતી કુખને યશસ્વી બનાવવા પ્રયત્ન કરજે, અને તે કાજે બુદ્ધિ વધારવા માટે યોગ્ય આચરણો આચરજે. જરૂર પડયે તારાજ દેશમા, તારેજ માટે પ્રભુએ ઉગાડેલી બળબુદ્ધિવર્ધક પવિત્ર ઔષધીઓનુ સેવન કરજે. બુદ્ધિબળ ખીલવજે. હિન્દુસ્તાનમા પૂર્ણ ઓજ–શક્તિની જ્યોત

જગવજે. હિન્દુસ્તાનની દિગ્ દિગ્માં કીર્ત્તિ ફેલવજે. ગોખલે બનજે, રાનડે બનજે. અને હે બાપ ! ત્હારા અને ત્હારા ભાઇઓના ચરણમાં સર્વ કોઈ અન્ય વિદેશી નમન કરે એવું મહાન્ બુદ્ધિબળ મેળવવા આ અચળ પ્રતાપી અને દયાળુ બ્રિટિશ સરકારની જે કાંઇ થોડી ઘણી સહાય મળે છે તેનો સદુપયોગ કરી લેજે અને સંઘ–બળ વધારી રાજ્યની જે વધુ સહાય જોઇએ તે યાચજે, વારંવાર યાચજે. ત્હારા દેશી ભાઇઓના હિતમાં સદાય ઉભો રહેજે. અને છેવટે કહેવાનું એજ કે આ પુસ્તક વાંચજે, વિચારજે અને તેમાંનું જે યોગ્ય લાગે તે ગ્રહણ કરી અમલમાં મૂકજે. ઇત્યલમ્.

પરમાત્મા સૌનું શ્રેય કરો.

"શ્રી કૃષ્ણાશ્રયી"



# प्राचीन भारतनो बुद्धिबळनो खजानो.

## प्रथम भाग.

## (१)

### ॥ આયુર્વેધક અને બુદ્ધિ ॥

આયુર્વેદ શાસ્ત્રનો મત છે કે, ગર્ભાવસ્થામા બાળકના બીજા અગ ઉપાગોની રચનાની સાથે સાથે બુદ્ધિને આવશ્યક એવા અને તેની સાથે સબધ રાખવાવાળા અગ ઉપાગ, મજ્જાવાહી સ્રોત, મસ્તિષ્કની મૂર્ત વસ્તુઓ મસ્તુલુગ–આદિ પણ ઉત્પન્ન થઈ જાય છે અને મુખ્યત્વે કરીને હૃદયમા રહેવાવાળુ ‘સાધક’ પિત્ત અને આહારને પચાવવાવાળુ ‘પાચક’ પિત્ત એને પુષ્ટ કરવામા તેમજ શક્તિ વધારવામા વળી નિયમિત પ્રાકૃતિક ખોરાક પહોચાડવામા સહાયતા કરે છે અને એનીજ અવસ્થાઓ ઉપર બુધ્યાત્મક શક્તિઓ ( mental faculties ) નો આધાર રહે છે વીર્ય, આહાર, સદાચાર, તથા પાઠન પઠન વિગેરે એને સ્ફુરિત અને વિકસિત કરવામા મુખ્ય કારણ રૂપ મનાય છે સુશ્રુત સહિતાના શારીર સ્થાનના ત્રીજા અધ્યાયમા લખ્યુ છે કે, “**षष्ठे बुद्धिः**” એટલે ગર્ભમા છઠ્ઠે મહીને બુદ્ધિનો અકુર પેદા થાય છે આ રીતે જન્મ લેતા પહેલાજ આપણને પ્રાકૃતિક ( Natural ) બુદ્ધિ એક પ્રકારથી પ્રાપ્ત થવા માડે છે સ્મૃતિ કે જે બુદ્ધિનુ એક વિશેષ લક્ષણ ( શક્તિ ) છે, તે ‘સુખબોધ’ના મત પ્રમાણે ગર્ભના આઠમા મહીનામા વિશેષ રૂપથી વધે છે લખ્યુ પણ છે કે ॥ **सा तु गर्भस्याष्टभिर्मासैर्भवति** ॥ પરતુ આ વિષયમા અન્ય કોઇ ગ્રથનુ અમને સ્પષ્ટ પ્રમાણ મળ્યુ નથી કે સ્મૃતિને

વધવા માટે વસ્તુતઃ કોઇ સમય વિશેષ છે કે નહિ, આમા તો સ શયજ નથી કે, બુદ્ધિ ગર્ભમા છઠ્ઠે મહીને ઉત્પન્ન થાય છે એમ શ્રી ધન્વ-તરીજીના ઉપદેશોથી સુશ્રુત મહર્ષિએ માન્યુ છે અને એની સાથે ભગ-વાન આત્રેયથી માડીને આજથી થોડા સમય પહેલાના પણ કોઇ આચાર્યો સુધીમા પણ કોઇનો પણ સિદ્ધાન્તિક મતભેદ નથી. બધા આચાર્યો એ સિદ્ધાત સ્વીકારે છે હવે, જન્મ લીધા પછી પણ બુદ્ધિની અવસ્થા મુખ્યત્વે કરીને પિત્તની ઉપરજ આધાર રાખે છે અને તેમા પણ હૃદયમા રહેવાવાળુ 'સાધક' નામનુ પિત્ત કે જે પિત્તના પાચ ભેદોમાનુ એક છે તેનીજ મુખ્ય ક્રિયાથી બુદ્ધિ, સ્મૃતિ, મેધા વિગેરે વધે છે શાસ્ત્રોમા સાધક પિત્તનુ કામ જ એમ મનાય છે કે બુધ્યાત્મક શક્તિઓને ઉત્પન્ન કરવી અને વધારવી. વાગ્ભટ્ટ સહિતાના સૂત્રસ્થા-નના અધ્યાય ૧૨મા મા લખ્યુ છે કે—

**यत्तु साधकसंज्ञं तत् कुर्याद् बुद्धिं, धृतिं, स्मृतिं**
**बुद्धिमेधाभिमानाद्यैरभिप्रेतार्थ साधनात् ॥**

એવાજ ભાવથી શાર્ઙ્ગધર સહિતામા પણ લખ્યુ છે કે, **यत् पित्तं हृदये तिष्ठन् मेधा प्रज्ञाकरं च तत्** હૃદયમા જે પિત્ત રહે છે તે મેધા અને પ્રજ્ઞાને કરવાવાળુ છે આ સબધી વ્યાખ્યાઓ વિશેષ કરીને અષ્ટાગ હૃદય સહિતામાથી જ વધારે મળી આવે છે એમા તો પાચક પિત્ત એક પ્રકારથી બુદ્ધિ કર્તા માનેલ છે સૂત્રસ્થાનના અધ્યાય ૧૨ મામા એક સ્થળે લખ્યુ છે કે—

**पाचकं तिलमानं स्यात् काठिन्यान्नात्य दोषता**
**अनुगृहणा त्यविकृतं पित्तं पाकोष्म दर्शनैः ॥**
**क्षुत्तृड्रुचिप्रभामेधाधी.शौर्यतनुमार्दवैः ॥**

પરતુ બીજા ગ્રથકારો તો એ બાબતમા સાધક પિત્તનેજ મુખ્ય

માને છે અને વસ્તુત: સાધક પિત્તજ એ કામ માટે વધારે લાયક છે. સાધક પિત્ત જો શુદ્ધ અને બળવાન હોય તથા પોતાની ક્રિયાઓ કરવામા સમર્થ હોય તોજ સ્મરણશક્તિ, મેધા, ધારણાશક્તિ, વિગેરે અવસ્થાની સાથે સાથેજ બુદ્ધિ તીવ્ર થવા લાગે છે અને જો એ સાધક પિત્તમા કોઈ પ્રકારનો વિકાર ઉત્પન્ન થઇ આવે છે તો બુદ્ધિમા પણ શિથિલતા આવવા માડે છે અને સ્મરણ શક્તિ પણ નિર્બળ થઇ જાય છે એક તો ગર્ભ સમયમા અને બીજુ જન્મ લીધા પછી એમ બન્ને વખતે આ નિર્બળતા આવી શકે છે ગર્ભમા બાળકની અવસ્થા મુખ્ય કરીને માતાના આહાર વિહાર ઉપર નક્કી થયેલી હોય છે, માટેજ એ અવસ્થામા બુદ્ધિને ઘટાડનાર વધારનાર જે જે વસ્તુઓ માતાના ઉપયોગમા આવે છે તે તે પ્રમાણે બાળકની બુધ્યાત્મક શક્તિઓમા પણ ફેરફાર થાય છે જો માતાના સેવનમા બુદ્ધિને નાશ કરનાર પદાર્થો વધારે આવે અથવા હૃદય મસ્તિષ્ક વિગેરે બુદ્ધિ સાથે સબધ રાખનાર કોઇ અગવિશેષમા આઘાત કે પીડા થાય તો એ બાળકની બુધ્યાત્મક શક્તિમા પણ અતર્ પડી જાય છે, અથવા જો માતાના સેવનમા અમેધ્ય પદાર્થ આવે કે હૃદયાદિમા આઘાત થાય છે તો થોડોઘણો પણ બાળકની બુદ્ધિમા ફેર પડે છે બીજુ ગર્ભસમયમા માતાના સારા આહાર વિહાર ચેષ્ટા આદિથી બાળકના બધા અગ પુષ્ટ થઈ ગયા, બુદ્ધિનો સચય પણ કાર્ય કરવાને લાયક થઈ ગયો, છતા આગળ બાળ અવસ્થામા પહોચતા એ બુદ્ધિને સ્ફુરિત થવાના અને વધવાના વખતમા જો સહાયતા ન મળે અગર જો એને રોકાઇ જાય એવુ કોઇ કારણ (પઠનપાઠન આદિનો અભાવ, કુછદ, ભય, પારતન્ત્ર્ય, દબાણ, વગેરે) મળી જાય તોપણ એમા ઘણી હાનિ પહોચવાનો ભય રહે છે

શાસ્ત્રમા લખ્યુ છે કે માતાના× અશથી હૃદયની ઉત્પત્તિ થાય

---

+ हृदय च गुदं चापि भवन्त्येतानि मातृत ॥ ભાવ પ્રકાશ.

છે અને હૃદય બુદ્ધિનુ સ્થાન છે, માટેજ માતા અને બુદ્ધિનો સબધ પણ અત્યત નિકટનાજ છે એમ નક્કી થાય છે બુદ્ધિ વધતા વધતા કેટલી અવસ્થાએ પૂર્ણ અવસ્થાને પામે છે એનુ પરિણામ કાઇ નક્કી થયુ નથી તેમ પ્રત્યેક મનુષ્યની શારીરિક અવસ્થા ભિન્ન ભિન્ન હોવાથી એવો એક નિશ્ચય થવો જરા કઠિન પણ છે છતા શાર્ઙ્ગધર સહિતામા તત્રોના આધારથી બુદ્ધિનો હ્રાસ થવાના સમયના સબધમા લખ્યુ છે કે—**बाल्यं बुद्धिर्वपु मेधां त्वग् दृष्टिः शुक्रविक्रमौ । बुद्धिः कर्मेन्द्रियं चेतो जीवितं दशतो ह्रसेत् ॥** અર્થાત્ ૪૦ મા વર્ષથી મેધા અને ૮૦મા વર્ષથી બુદ્ધિ ઘટવા માડે છે લોકિકમા કહેવત છે કે સાઠે બુદ્ધિ નાઠે× અને તે સાચુ પણ છે કે મનુષ્યની વૃદ્ધ અવસ્થામા અન્ય ઇન્દ્રિયોની શક્તિઓના હ્રાસની પેઠે બુદ્ધિ પણ ઘણુ કરીને નિર્બળ અને અનુપયોગી થઇ જાય છે અને થવુ પણ જોઇએ

ટુકામા જેઓ ત્રિકાળજ્ઞ હોવા સાથે આયુર્વેદના સપૂર્ણ જ્ઞાતા હતા એવા પૂર્વના આચાર્યોએ બુદ્ધિ સબધી મોટી મોટી વાતો ઉપર આધાર નહી રાખી વિશેષ શોધ અને અનુભવ સાથે પ્રાકૃતિક ઉપરાત બુદ્ધિ વાપરવા માટે કેટલાક શોધી કાઢેલા કૃત્રિમ ઉપાયોનો આવિષ્કાર કર્યો છે જે શોધનો પત્તો આપણને આયુર્વેદના ગ્રથોમા ઉન્માદ, અપસ્માર વાતવ્યાધિનો ગદ ગદત્વ, મદ અને રસાયનાદિ પ્રકરણોમાથી

---

हृदयमिति हृतवीर्यो बुद्धेर्मनसश्च स्थानत्वात ॥ सुश्रुत

रसवात्वादि मार्गाणा सत्वबुद्धीन्द्रियात्मना

प्रधानस्यौजसश्चैव हृदय स्थानमुच्यते ॥ ચરક–ચિ અ ૨૬

× બુદ્ધિની શરૂઆતના સબધમા એમ કહેવત ચાલે છે - બારે બુદ્ધિ, સોળે સાન, વીશે આવ્ય ઘરના વાન અર્થાત્ બાળ- અવસ્થા ૧૦ વર્ષ પૂર્ણ થયા પછી બે વર્ષ બુદ્ધિનો પરિપાક આવવા માડે છે, ૨૦ વર્ષ પૂર્ણ થાય છે, ૮૦ સુધી રહે છે —**અમૃતલાલ.**

મળી આવે છે એ એના પરિશ્રમોનુ ફળ છે કે જેથી આજે આપણે બધા મળીને ૨૫૦ કે તેથી વધારે બુદ્ધિવર્ધક પ્રયોગો આયુર્વેદ આદિ ગ્રંથો-માંથી જોઈ શકીએ છીએ, જેના ગુણો બુદ્ધિને તીવ્ર કરનાર મનાય છે

**બુદ્ધિ વધારનારા આવિષ્કારોની સૃષ્ટિ અસ્વાભાવિક નથી.**

**प्रकृति विश्वजननी पूर्वं बुद्धिमजीजनत्। शार्ङ्गधर**
**व्यवस्यतितयावक्तुं कर्तुं वा बुद्धिपूर्वकं। चरक.**

આ અંધકારમય જગતમા બુદ્ધિરૂપી દીવો જેના હાથમા નથી તેને પગલે પગલે ઠોકરો ખાવાનો સંશય બનેલોજ રહે છે આ એક માંચો પ્રકાશ છે, કે જેને લઇને આપણે એવા સ્થાન ઉપર પણ પહોચી શકીએ છીએ કે જ્યા સૂર્યના પ્રબળ કિરણો પણ પહોચી શકતા નથી એટલુ જ નહિ પણ ભૂગર્ભમા પડેલા રત્નોની ખાણો અને અંતરીક્ષમા છુપાયેલા અલભ્ય પદાર્થોને પણ ઢૂંઢી કાઢવામા પણ આ એક જ જ્યોતિર્મય દીપક છે કે જેથી મનુષ્ય દુર્ગમસ્થાનોમા પણ વિના પ્રયાસજ પહોચી જાય છે એટલા માટે જ શાસ્ત્રકારોએ બુદ્ધિને મનથી પણ વધારે મહત્વ આપ્યુ છે મન હોય છતા પણ જો બુદ્ધિ ન હોય તો મનના ઉમંગો ઢાંકેલી સ્થાલી ( હાંડલી ) ના જળના ઉકાળાના પેઠે, ઉપર આવીને પાછો અંદર જ વિલીન થઇ જાય છે

વળી બુદ્ધિને દશવિધ ધર્મોમા ગણાવેલી છે વ્યવહારમા પણ કહે છે કે, એક મણ વિદ્યાને માટે દશ મણ બુદ્ધિની જરૂર છે અને "बुद्धिर्यस्य बल तस्य' એ તો બધા જાણે છે

**हस्तीस्थूलतरः स चाङ्कुशवश. किं हस्तितुल्योऽङ्कुशः।**
**दीपे प्रज्वलिते विनश्यति तमः किं दीपमात्रं तमः ।।**
**वज्रेणाभिहता. पतन्ति गिरयः किं वज्रतुल्यो गिरिः॥**
**बुद्धिर्यस्य गरीयसी स बलवान् स्थूलेषु कः प्रत्यय. ॥**

ચાહે તો રણક્ષેત્રમા કે બીજી કોઇ સંસારયાત્રામાં પણ જેનામાં બુદ્ધિની વિશેષતા છે તે બીજાને ગમે તેવો બળવાન હોય છતા વાતની વાતમાજ પછાડી નાખે છે આજે આપણે ઘણા ઘણાં કાર્યો કરવા ધારીએ છીએ. કદાચિત હુ ભુલતો ન હોઉ તો બુદ્ધિ વિના આપણું એક પણ કાર્ય ચાલતુ નથી દેશોદ્ધાર માટે આહી આપણે મોટી મોટી બાધાઓની સામે થવાનુ છે ઉન્નતિને માટે મોટા મોટા ઉદ્યોગ કરવાના છે એ બધામા સદાની સહાયક આપણા જીવનનુ મૂળ એક બુદ્ધિજ છે બુદ્ધિથીજ વિદ્યા પ્રાપ્ત કરી શકાય છે જે બુદ્ધિ મનુષ્યને માટે એવી આવશ્યક અને જરૂરની વસ્તુ છે કે આજના આ ઉન્નત જમાનામા એના વિના સસારયાત્રા ચાલવી કઠણ પડે છે, એટલુજ નહિ પણ અસભવ જેવીજ થઈ જાય છે સસારમા આનાથી (બુદ્ધિ અને વિદ્યા) પર વાસ્તવમા કોઇ વસ્તુ છેજ નહિ એક એના (વિદ્યા) વિના માણસ પશુની ગણત્રીમા ગણાય છે ખરેખર વિદ્યા–બુદ્ધિ એ એક એવી વસ્તુ છે કે જે મનુષ્ય અને પશુમા ભેદ પાડે છે વિદ્યા છે એથીજ મનુષ્ય છે મનુષ્યત્વ પ્રાપ્ત કરવા માટ વિદ્યા એ સહાયક માર્ગદર્શક છે, એટલા માટજ એવી વસ્તુને થોડાજ સમયમા સુગમતાપૂર્વક અધિક પ્રાપ્ત કરી લેવા માટ કોઇ માર્ગ જાણી લેવાની ઇચ્છાપ્રવૃત્તિ મનુષ્ય જાતિમા થાય એ સ્વાભાવિક છે.

આ આતરિક ઇચ્છા માણસોમા પોતાની મેળેજ હમેશા ઉત્પન્ન થયા કરે છે જગતમા જ્યાસુધી મનુષ્ય જાતિ છે, જ્યાસુધી પ્રાકૃતિક નિયમોનુ અસ્તિત્વ બનેલુ છે, ત્યાસુધી આવા ઉપાયોની શોધ હમેશા થયાજ કરશે કે "આપણે કયા પ્રકારે સહજમા વિદ્યાને–સરસ્વતી દેવીને–વધારે અને શીઘ્રતાથી મેળવી લઇએ. કારણ કે નિશ્ચયજ છે કે જે મનુષ્ય જેટલી અધિક વિદ્યા–બુદ્ધિ પ્રાપ્ત કરી લે છે તેટલોજ અધિક તે પોતાના જીવનમા ધનાઢ્ય, સુખી અને પ્રતિષ્ઠાવાળો પણ ગણાય છે.

એજ વાત છે કે સૃષ્ટિના પ્રારંભથી આજસુધી બુધ્ધ્યાત્મક શક્તિને વધારવા માટે આ બધા દેશોમા એક નહિ અનેક ઉપાયો નિકળ્યા છે અને હજુ નિકળ્યે જાય છે. આજ પણ પાશ્ચાત્ય દેશોમા આજ સિદ્ધાંત અને આવશ્યકતા ઉપરજ " કિન્ડરગાર્ટન " વિગેરે શિક્ષણકળાઓ અસ્તિત્વમા આવી છે. જેથી વિદ્યાભ્યાસ કરતી વખતે બાળકોના કોમળ મગજમા વિચાર શક્તિ ( Thinking matter )નો જબરો બોજો કોઈ કદરથી ઓછો થઇ જગત ઉપર ઉપકારક થઇ રહે છે ભગવાનની કૃપાથી અમારા દેશમા આવા આવિષ્કારોની સૃષ્ટિ આજથી કેટલાક વર્ષો પહેલા થઇ ગઇ છે. ત્રણ હજાર વર્ષ પહેલાથી જ આનો પ્રચાર અને ઉપયોગમા આવવાના પ્રમાણો અમે શાસ્ત્રોમા દેખીએ છીએ પરંતુ ભારતનો નવશિક્ષિત વર્ગ કદાચિત મનમા એમ પણ જાણતો હશે કે બુધ્ધ્યાત્મક શક્તિઓને વધારવાની ચર્ચાઓ પહેલવહેલી પાશ્ચાત્ય દેશોમાથી જ ઉઠી હશે તથા આ સભ્ય જગતમા વિદ્યાને સુગમતાથી વધારવાના ઉપાયો આજે જ હસ્તીમા આવ્યા હશે આજે જ આપણુ ધ્યાન એ બાજુપર મુકાયુ છે કે વિદ્યા પ્રાપ્ત કરવામા આવસ્યકતાથી વધારે પરિશ્રમ ન કરવો પડે પરંતુ યથાર્થમા એમ નથી જે લોકોમા આ વિચારો છે તેઓજ જો કદી પ્રાચીન ગ્રંથોમા અવલોકન કરવાની કૃપા કરે તો વિશ્વાસ છે કે તેઓને પોતાના ભ્રમ-મૂળક વિચારો ફેરવતા વાર નહીજ લાગે કારણકે પ્રાચીન ગ્રંથો-માથી એવા એવા ઉપાયોના ઉલ્લેખ મળે છે કે જેનાથી સારી રીતે આ નિશ્ચય થઈ શકે છે કે પૂર્વકાળમા આ વાતની ચર્ચા વર્તમાન કાળ કરતાં અધિક હતી, અને ખ્રીસ્તીય શતાબ્દીઓના પણ ઘણા કાળ પહેલા ઋષિગણો કેવળ એક આ શોધમા જ પોતાનુ સમગ્ર આયુષ્ય પણ વ્યતિત કરતા હતા અને અનેક ઉપાયોનુ તે સમયમા અવલંબન થતુ હતું.

જ્યારે પૂર્વના આચાર્યોદ્વારા જગતના કલ્યાણને માટે અનેક પ્રકારની અદ્વીતીય દવાઓ પ્રકાશિત થઇ છે કે જેને લીધેજ આ ભારત ગઇવીતી દશામા પણ સર્વ શિરોમણી ગણાવવાને લાયક છે, તો શુ એટલો સ્વીકાર પણ નહી થઈ શકે કે આની અત્યન્ત આવશ્યકતા હોવા છતા પણ તેની સુધારણા માટે કાઇ ઉપાયનો વિચારજ નહી કર્યો હોય ! પૂર્વકાળમા વર્તમાનથી પણ વધારે આ બાબતની ચર્ચાઓ થયેલી હોવીજ જોઇએ કારણકે તે વખતમા આની વધારે આવશ્યકતા પણ હતીજ તે વખતે અનેક વિષયોમા પારગત પછી ત્રિકાળદર્શી થવુ પડતુ હતુ ચાર વેદ કંઠાગ્ર કર્યા શીવાય કોઇનો નિર્વાહ નહોતો થતો માટેજ પોતાની આવશ્યક્તાઓને પુર્ણ કરવાને માટે એવો કોઇ શોધ કે ઉપાય શોધી મૂકેલો હોય કે જેનાથી સ્વાભાવિક બુદ્ધિ તીવ્ર બની જાય અને પઠન પાઠનમા સુગમતા થઇ વિદ્યાર્થીઓની શારીરિક દુરવસ્થા ન થાય, એ કાંઇ મોટી વાત નથી અને આપણને આવા ભાવોની કલ્પના આવવી એ પણ અસ્વભાવિક તો નથીજ

( ૨ )

## ભારતવર્ષમાં વનૌષધિઓથી પણ બુદ્ધયાત્મક શક્તિ વધારવાનો આવિષ્કાર.

આ એક પ્રાકૃતિક નિયમ છે કે, સર્વની અભિરૂચિ એકસરખી હોતી નથી, તેમજ કોઇ વસ્તુની પ્રાપ્તિ માટે પણ સર્વ એક જ પ્રકારના માર્ગનુ અવલબન કરે, એમ પણ બનતુ નથી પ્રત્યેક દેશમા પોતપોતાની જરૂરીઆતોને અનુસરી ભિન્ન ભિન્ન પ્રકારે શોધ થયાજ કરે છે એકજ રોગને નાશ કરવા માટે ભિન્ન ભિન્ન ચિકિત્સા પદ્ધતિઓમા ભિન્ન ભિન્ન પ્રકારની ચિકિત્સાઓ બતાવેલી છે, કે જેઓ કોઈ

કોઇ વાર તો એક બીજાથી તદ્દન વિપરીત જેવીજ દેખાય છે, છતા પણ તે બધીમા રોગને મટાડવાની શક્તિ તો જરૂર હોય છે જ

ધર્મ વિષયમા જેટલી શોધ હમારા ભરતખંડમા થઈ છે એટલી અન્ય કોઇ દેશમા થઇ નથી આત્મવિદ્યામા આહીંવાળા જેટલા આગળ વધ્યા છે અને પૂર્ણ થઇ શકયા છે એટલી સ્થિતિએ પહોચવા પશ્ચિમવાળાઓને હજુ ઘણો સમય લાગશે આહીના લોકોની અભિરૂચી જે પ્રકારે પારલૌકિક વિષયોને જાણવા તરફ લાગેલી છે, બરાબર એથી ઉલટી જ દિશામા એટલે આ લોકના સુખસાધનો તરફ પશ્ચિમના લોકોની વૃત્તિઓ અત્યારે લાગેલી છે પશ્ચિમના વૈદક (એલોપથી)મા કેટલાક વર્ષોથી જેવી રીતે "કીટાણુ" (germs—જર્મ્સ)ની શોધ થવા લાગી છે અને પ્રત્યેક રોગમા જર્મ્સનુ જ અનુમાન કરવામા આવે છે તેમજ વિદ્યુત્ શક્તિથી બધા રોગોની ચિકિત્સા કરવાનો નિશ્ચય થયો છે, એવીજ રીતે પૂર્વકાળમા આયુર્વેદ ધુરંધરો અને દેશવાશીઓની પ્રવૃત્તિ, શરીર સબંધી કોઈ સુધારાના શોધને માટે વનૌપધી ઉપર શોધખોળ કરવામા જ લાગી રહેલી હતી

બુદ્ધિ તીવ્ર કરવા માટે પણ વનૌપધો પર જ આવિષ્કાર થયેલો છે એકલી બુદ્ધિ માટેના જ નહી, પણ અન્ય કેટલાક ચમત્કારીક ગુણો વનૌપધોમા મળી આવે છે અને તેનો પણ જો યોગ્ય રીતીથી ઉપયોગ કરવામા આવે તો અમૃત સમાન ગુણકારી થાય છે એનાથી શરીરને પોષણ મળે છે, રોગાદિ કલેશ દૂર કરી નકાય છે અને શરીરમા બળ મળી જગતના કાર્ય કરવામા ઉત્સાહ પ્રાપ્ત થાય છે તેમા એટલા બધા ગુણો છે કે શાસ્ત્રોમા તેની પ્રશસા માતાથી પણ વધારે કરવામા આવે છે. અત્રે જો એના ચમત્કારીક ગુણોના ગાન કરવા બેસીએ તો પોથાના પોથા ભરાઈ જાય. જે સજ્જનોને શોખ હોય

તેઓને ચરકાદિ ગ્રંથોનાં* રસાયન પ્રકરણો વાંચવાની અમે ભલામણ કરીએ છીએ. સોમલતા આદિ અનેક ઔષધોમા એવા ગુણો લખેલા મળે છે કે જેને આજે એકદમ માનવામા પણ માનવી આચકો ખાય. આયુર્વેદના પ્રેમીઓ આજે ગર્વથી કહી શકે છે કે અમારા દેશવાસીઓએ વનૌષધિના ગુણોની એટલી બધી શોધ કરી છે કે જેને માટે અન્ય દેશવાશીઓ અમારા હમેશને માટે કૃતજ્ઞ જ નહિ, પરન્તુ શિષ્ય પણ કહેવાય, તો કાંઇ અતિશયોક્તિ નથી.

પૂર્વ કાળમા વનૌષધીથી મનુષ્યની પ્રકૃતિ સુધારવામા અને તેને સત્વગુણી બનાવી રાખવા માટે સાત્વિક આહારનો પત્તો લાગ્યો હતો. શરીરનુ જુનુ કલેવર બદલી ફરીને યુવાવસ્થાની સમાન નવિન દાત, ગરૂડની જેવી આખો અને શરીરને બળયુક્ત બનાવી દેવાવાળી સોમલતા જેવી ઔષધીઓ જાણવામા આવી હતી સજીવની બુટ્ટીનો પત્તો લાગ્યો' સહદેવી, અપામાર્ગ, આદિ કેટલાક ઔષધો ખાધાવિના પણ કેવળ સ્પર્શદ્વારા જ જ્વરઘ્ન શક્તિ ધરાવનારા માલુમ પડયા. ઘા-ક્ષત-જડીબુટ્ટીથી જ મટી જાય અને શસ્ત્રવિદ્યા (સર્જરી)ની આવશ્યકતા ન પડે, એ તરફ પણ તજવીજ થઇ અકાળ મૃત્યુને રોકવાના પ્રયોગો પણ જડીબુટ્ટીના જ આધારપર થવા લાગ્યા ક્યા સુધી કહીએ ! છેવટ રસાયનશાસ્ત્ર અને કીમીઆગિરીની શોધમા પણ એનો જ સહારો-આધાર-લેવામા આવતો હતો. એ જમાનામા આવા એક બે નહી પણ પ્રાય સર્વ આવશ્યક કાર્ય વનૌષધી દ્વારા જ પૂર્ણ કરવાનો પ્રયત્ન થતો હતો જડીબુટ્ટીઓના શોધના કામમા બુદ્ધિ પણ વનૌષધીથી જ વધારી શકવાનો નિશ્ચય થયો હતો, એમા કાંઇ અચબા જેવી વાત નથી.

---

* રસાયન મીમાસામાથી પણ કાંઇક ફેરફાર થઇ શ-રો જે પુસ્તક ટુક મુદતમા આ પુસ્તકના બીજા ભાગ તરીકે બહાર પડશે

(૩)

# બુદ્ધયાત્મક શક્તિને ઉન્નત કરવા માટે વનૌષધો પર શોધ થવાનું કારણ.

**आहारः प्राणनः सद्यो बलकृद्देहधारणः ।**
**स्मृत्यायुः शक्ति वर्णौजः सत्व शोभा विवर्धनः ॥**

આયુર્વેદ શાસ્ત્રનો સિદ્ધાત છે કે, પ્રાણ, બલ, દેહ, શક્તિ, વર્ણ, આયુ, ઓજ, શોભા, અને બુદ્ધિ આદિ સર્વ મુખ્ય કરીને આહારના ખાદ્ય પદાર્થો ઉપર જ આધાર રાખે છે. અને એજ વાત છે કે, અમારા દેશમા આજ પણ શરીર સાથે સબધ રાખવાવાળા કોઇ પણ વિષયના સુધારા માટે હેની જ સહાય લેવામા આવે છે.

હવે તેમા પણ બુદ્ધિનો સબધ હૃદય સાથે જ છે અને હૃદયનો સબધ રક્ત સાથે છે વળી રક્ત ભોજન આદિ પદાર્થોના આધાર ઉપરજ છે, તો પછી બુદ્ધિનુ સ્ફુરણ કરવા માટે વનૌષધીઓની જ ઉપર શોધખોળ કરવાની પૂર્વાચાર્યોની પ્રવૃત્તિ થઈ હોય, એમ માની શકાય છે. સાથે વળી આહી વનૌષધીની ઉત્પત્તિ પણ અપરપાર છે હિમાલય પર્વત હોવાથી અને સર્વ ઋતુઓનો પ્રભાવ પુરેપુરો વર્તવાથી આ દેશમા અસખ્ય વનસ્પતીઓ ઉત્પન્ન થાય છે.

પૂર્વ કાળમા ધાર્મિક ભાવનો અધિક આદર હોવાથી મહાત્માગણ જગલમા જ રહીને તપશ્ચર્યા વિગેરેથી પોતાના દેહનુ કલ્યાણ કરતા હતા, અને નજીકના જગલોમા વનૌષધિઓ પણ પાકતી હોવાથી પરોપકાર નિમિત્તે તેઓને એના ગુણો તપાસવાની પણ વિશેષ સરલતાની સાથે સગવડ અને અવકાશ હતા.

આથી પણ એવુ જ અનુમાન થાય છે કે, આપણે ત્યા મુખ્યત્વે કરીને વનૌષધીની જ શોધ અધિક થઈ છે. જો કે આજ આપણે

ત્યા આયુર્વેદ શાસ્ત્રમા કેટલીક શતાબ્દિઓ થયા નવિન શોધ કે આવિષ્કાર થતો નથી, તોપણ પૂર્વકાળમા હજારો વર્ષો સુધી જડીબુટ્ટીઓના ગુણોની એટલીબધી શોધ થઈ ચુકી છે કે જે કારણથી આજ આવી પડતી હાલતમા પણ આપણા આયુર્વેદની ઉપકારિતા તેમ જ ઉપયોગિતા કાઇ બીજી આયુર્વેદ પ્રણાલી કરતા બીલકુલ ન્યૂન ગણાતી નથી. અનેક લોકો આપણે ત્યાનો બુદ્ધિ અને ઔષધોનો આ સબધ સાભળીને અચબિત થઇ જાય છે પરતુ પૂર્વકાળમા આપણા દેશમા આજ નહી પણ જગતના સર્વ કાર્ય આનાથી જ પૂર્ણ કરી શકાય, એ વાતનો વિશ્વાસ હતો, **ધન્વન્તરી** સહિતામા લખ્યુ છે કે —

***आयुर्बलं, यशो, वर्च. प्रजा पशु वसूनि च ।**
**ब्रह्म, प्रज्ञा, च मेधां च त्वं नो देही वनस्पते ॥**

એ સર્વ ગુણો વનૌષધોથી પ્રાપ્ત થઇ શકે છે અને એ ચમત્કારી ગુણોને માટે જ વનૌષધો ઉપર લોકોની અટલ શ્રદ્ધા અને ભક્તિ હતી શુભ મુહૂર્તમા પૂજા આદિ વિશેષ અનુષ્ઠાન દ્વારા એને ઘરમા લાવતા હતા એના સગ્રહને માટે અનેક વિધિ વિધાન શાસ્ત્રોમા કહેલા છે પરતુ દુ ખની વાત છે કે, આજકાલ એ વાત તરફ બીલકુલ ધ્યાન આપવામા આવતુ નથી + જેને લીધે રસ, વીર્ય, વિપાક, આદિ કમ થવાથી યથોક્ત ચમત્કારિક ગુણ આપણે મેળવી શકતા નથી તેથીજ **यथोक्त नैव कुर्वंति दैवदोषण तत्परा.** ની પેઠે અનેક લોકો પોતાની હૈયાચડી અટકળો લગાવી લે છે પરતુ એ તેઓની ભુલ છે વિધિથી ઔષધોનો સગ્રહ કરવાથી શાસ્ત્રોમા કહેલા પૂર્ણ ગુણો પ્રાપ્ત થઈ શકે છે

* હે વનસ્પતિ, તુ અમને આયુષ્ય, બલ, યશ, વર્ચા-ઓજ અથવા ખરૂ તેજ-નુર, પ્રજા, પશુ, પૈસા, બ્રહ્મ, પ્રજ્ઞા, અને મેધા આપ

\+ કેટલાક તો આવી વાતોને અધશ્રદ્ધાના નામથી ઓળખે છે

## (૪)

# બુદ્ધિવર્ધક વનૌષધિઓ અને પ્રયોગો સંબંધી

## વ્યાખ્યા.

પહેલા પહેલા કઈ વનૌષધિમા એવા ગુણોનો નિશ્ચય થયો હતો એનો કાઇ પત્તો લાગતો નથી પરંતુ શંખાવળી, બ્રાહ્મી, વજ, આમળા, વિદારિકંદ, અપામાર્ગ, બાબચી, ભૃગરાજ, હસ્તીકર્ણ–ખાખરાની એક જાત, ભીલામા, જવ, અને ઘી વિગેરેમા ઘણા વખત પહેલા પણ મેધાવર્ધક ગુણ જાણવામા આવ્યો હતો અને અન્ય વનૌષધિઓની સાથે મળીને આના કેટલાક પ્રયોગો વર્તમાનકાળમા આયુર્વેદના પ્રાચીન ગ્રંથ ચરક, સુશ્રુત, આદિમા મળી આવે છે. પ્રાચીન ગ્રંથોમા જો કે ભિન્ન ભિન્ન રોગનાશક કેટલાક ઔષધ ગણોની યોજના મળે છે, પરંતુ બુદ્ધિવર્ધક ઔષધોનો કોઇ ગણ નિશ્ચય કરેલો છે નહિ છતા બુદ્ધિને નષ્ટ કરવાવાળા પદાર્થોની "મદ્ય"[૧] સંજ્ઞા માનવામા આવી છે હા, પ્રાચીનમા પ્રાચીન નિઘંટુમા ઔષધોના અલગ અલગ વર્ણનમા તો કોઇ કોઇ ઔષધોના બુદ્ધિ સંબંધી ગુણો બતાવેલા છે યદ્યપિ એ ગુણો ઘણા સંક્ષેપથી લખેલા મળે છે, તોપણ અનુભવ કરેલ હશે એવુ કહી શકાય છે, અને એથી એ બાબતની શોધ પાછળ લાગવામા થોડી ઘણી સહાયતા મળે છે.

આ સંબંધમા વિશેષ વ્યાખ્યાન મળવા પછી પણ સંક્ષેપમા એ ઓષધિઓનો બુદ્ધિના ભિન્ન ભિન્ન ભેદો ઉપર કેવી જાતનો પ્રભાવ પડે છે એ જાણી શકાય છે નિઘંટુઓના આધારથી લગભગ ૬૦ થી ૭૦ સુધી એવા ઔષધો જણાઇ આવે છે કે, જે જાતે જ બુ-

---

૧ बुद्धि लुम्पति यद्द्रव्य मदकारि तदुच्यते ॥

દ્ધિવર્ધક માનવામાં આવતાં હોય. પરિમાણ શોધવામાં 'રાજનિઘંટુ' દ્વારા પણ સારી સહાય મળે છે.

...... .. **पित्तंपक्तयूष्मदर्शनैः ॥**

**क्षुत्तृड्रुचि प्रभा, मेधा, धी, शौर्य तनुमार्दवैः ॥१॥**

વાગ્ભટ્ટ સંહિતાના સૂત્રસ્થાન અધ્યાય ૧૧ મા લખ્યું છે કે પિત્તથી પાક, ઉષ્ણતા, દૃષ્ટી, ક્ષુધા, તૃષા, રુચિ, કાંતિ અને બુદ્ધિ આદિ ઉત્પન્ન થાય છે એટલા માટે જ એ તો માનવું જ પડશે કે પિત્તથી સંબંધ રાખનારા સર્વ દ્રવ્યોનો કાંઈ ને કાંઈ પ્રભાવ બુદ્ધિ ઉપર પણ અવશ્ય પડે છે, પણ પિત્તથી સંબંધ રાખનારા દ્રવ્યોનાએ બે ભેદ છે, જેમાંનો એક પિત્તકર છતાં માદક ગુણની વિશેષતાને લીધે બુદ્ધિનો હ્રાસ ( ઘટાડો ) કરનાર થઈ જાય છે, ત્યારે બીજો હૃદયને હિતકર હોઈ બુદ્ધિવર્ધક થાય છે એટલા માટે જ પિત્તવર્ધક પદાર્થોમાં કયો કયો પદાર્થ બુદ્ધિકર્તા છે અને કયો કયો બુદ્ધિ હ્રાસ કરનાર છે, એ જાણી લેવું બહુ જ જરૂરનું છે

આપણા આચાર્યોએ અનુભવ કરીને નિચે લખ્યા પદાર્થોમાં બુદ્ધિવર્ધક ગુણ વિશેષ બતાવ્યા છે—

**वज—**મેધ્ય ( બુદ્ધિવર્ધક ) સ્મૃતિવર્ધન, અને સ્વરને સારો કરનાર છે

**ज्योतिष्मती—**( માલકાંકણી ) મેધ્યા, બુદ્ધિ, સ્મૃતિ, આપનાર

**ब्राह्मी—**મેધ્યા, સ્મરણશક્તિવર્ધિની, બુદ્ધિપ્રદ, સ્વર્યાસ્વર સુધારનારી.

[1]**शंखावळी—**મેધ્યા, બુદ્ધિ સુધારક, સ્મરણશક્તિદાયક

**शतावरी—**મેધ્યા, [2]રસાયની.

---

૧ દૃમિધ્ર છે, એવો મને અનુભવ થયો છે **અનુવાદક.**

૨ આયુષ્ય તથા બળ ઉપર અસર કરનાર "સ્તન્યજનની"—ધાવણ વધારનાર.

**गोरख मुंडी**—મેધ્યા, બુદ્ધિવર્ધક.

**बाबची**—મેધ્યા, રસાયની, કુષ્ટહર-કાંતિવર્ધ.

**अपामार्ग**—( અઘેડો)-સ્મરણશક્તિવર્ધક.

**खंभारी**—( શીવણ )-મેધાજનક, બુદ્ધિપ્રદ.

**विदारीकंद**—સ્વર શુદ્ધ કર્તા-રસાયન-( બલ્ય. )

**निर्गुंडी**—(નગોડ)—મેધાજનક, સ્મરણશક્તિવર્ધક (વિષહર.)

**भांगरो**—મેધાજનક, રસાયન,

**आसंध**—( અશ્વગંધા. ) રસાયન-( અસ્થિ પુષ્ટિકર )

**मोचरस**—બુદ્ધિકર્તા.

**अनार**—( દાડમ ) મેધાજનક.

**उटीगणनां बीज**—મેધ્ય-રસાયન.

**शमी**—( ખીજડી ) મેધાકારક.

**बथवो**—( ચીલની ભાજી )-બુદ્ધીકર્તા

**केतकी**—( કેવડો )-મેધાજનક.

**मंडूक पर्णी**—( [1]બ્રાહ્મી ) મેધા, હિતકારક, રસાયન

**खदिर**—( ખેર )-મેધા, હિતકારક.

**अजमोद**—પાચક, પિત્તશક્તિવર્ધક

**जव**—મેધ્ય, સ્વર શુદ્ધ કરનાર, ( ક્ષયહર. )

**मग**—મેધ્ય, જ્ઞાનતંતુ પોષક.

**लशुन**—( લસણ ) મેધાજનક.

---

૧ બ્રાહ્મી આગળ આવી ગઇ છે તે સીવાય **શ્યોનાક-અરલુ** મળે છે, તેના ગુણો જોતા તે મેધ્ય નથી, પણ કૃમીઘ્ન છે. મજીઠનુ પણ એજ નામ છે. તેના ગુણોમા " **रसायनी** " એવું લખે છે, તેથી મજીઠ વાપરી **હોય** તો ઠીક એમ જણાય છે દેશી વેદામા આવા ઘણી જુદી જુદી દવાઓનાં એકજ નામ હોય છે

**भीलामां**—રસાયન

**वायवडींग**—રસાયન ( કૃમીઘ્ન હોવાથી મેધ્ય )

**सैन्धव**—પાચકપિત્ત, શક્તિ વર્ધક

**आमळां**—રસાયન-( વય સ્થાપન-પ્રજા સ્થાપન )

**गायनुं दुध**—મેધાજનક-બુદ્ધિ-મેધા પુષ્ટિકર્તા

**गायनुं घी**—મેધાજનક, બુદ્ધિ સ્મરણદાયક, સ્વર શુદ્ધકર્તા

**ताजुं माखण**—સ્મરણ શક્તિ વર્ધક, બુદ્ધિ-સ્મૃતિ-અને મેધા વર્ધક

**मध**—મેધાજનક

**कुलिंजन**—શીઘ્ર વાણીપ્રદ

**वृन्ताक**—બુદ્ધિ વૃદ્ધિકર

**आटरुष**—( અરડૂસો ) ટે ્ વ ં ક

**निम्ब**—( લીમડો ) ,,

**कदंबनु दातण**—ધૃતિ અને મેધાવર્ધક

**चंपो**—શ્રુતિવર્ધક, દીપક

**अकलकरो**— ,, ,,

**शतावर**- મેધ્ય ( ફરીવાર આવ્યું છે )

**गळोनुं सत्व**—મેધ્ય

**जुनुं घी**—મેધ્ય, સાધક પિત્ત વર્ધક, સ્મૃતિ વર્ધ-

**द्राक्ष**—સુસ્વર કર્તા

**नागरमोथ**—મેધ્ય

**+इख**—મેધ્ય

---

સત્વ કરતા ગળોના અંગરામા વધારે મેધ્ય ગુણ છે ચરકમા रसोगडूच्या એવુ લખ્યુ છે

+ ગુજરાતી પર્યાય મળ્યો નથી ગોરડી હશે એવુ અનુમાન છે

**विष्णुक्रांता**—બુદ્ધિ-સ્મૃતિપ્રદ

**सोमलता**—બુદ્ધિ વર્ધક.

**वृद्ध दारुक**—( વરધારો-સમુદ્રશોષ ) મેધ્ય.

**मेथी**— ,,

**वंशरोचन**— ,,

**मोती**— ,,

**कांसानुं पात्र**—બુદ્ધિપ્રદ.

**हृदयने हित करनारा सर्व पदार्थो**—મેધ્ય-બુદ્ધિવર્ધક.

**साधक पित्त सुधारक वस्तुओ**— ,,

**मगजने पुष्टि करनार पदार्थो**— ,,

**रसायन औषधो**— ,,

**ओज वर्धक पदार्थो**— ,,

**थोडा प्रमाणमां पींधेली भांग**—મેધાજનક, વાણીવર્ધક

હવે નીચે બુદ્ધિને શિથિલ કરનાર પદાર્થો બતાવીએ છીએ

**तांबुलनी नस**—( નાગરવેલના પાન ઉપરની નસો ) બુદ્ધિનો નાશ કરે છે

**पान विना सोपारी**—મતિભ્રંશ કરે છે, જડતા આપે છે *

**गधडीनुं दुध**—બુદ્ધિ મંદ કરે છે

**मद्य**—(દારૂ) બુદ્ધિ, ધૈર્ય અને સ્મૃતિ નાશક છે

**घेटीनुं दुध**—હૃદયને અહિત છે

**तुंडी** ( ટીંડોરાનુ શાક ) શીઘ્ર બુદ્ધિ નાશ કરનાર છે

આ સિવાય પણ, હૃદયને અહિત કરનારા સર્વ પદાર્થો, વીર્ય-ઓજ અને મસ્તિષ્કને હાનિકારક પદાર્થો, મનને બગાડવાવાળા

---

* આપણા દેશમા નાના છોકરા સોપારી ખાય ત્યારે કહે છે કે "ભણતા નહી આવડે, જીભ તોતડી થશે"

માનસિક મલ–રજોગુણ, તમોગુણ, કામ, ક્રોધ આદિ, માસ, આસવ અને માટી, એ સર્વ બુદ્ધિનો નાશ કરે છે.

સાધારણ રીતે બુદ્ધિવર્ધક પ્રયોગોની ચર્ચા એક પ્રકારે બધા ગ્રથોમા છે. નાનામા નાના પુસ્તકમા પણ એનો એકાદ પ્રયોગ મળી આવ્યા વિના રહેતો નથી. આયુર્વેદના પ્રામાણિક અને પ્રતિષ્ઠિત પુસ્તકોમા એવુ એકે પુસ્તક નથી કે જેમા આવા પ્રયોગોનો અભાવ હોય. વળી કોઇ કોઇ પુસ્તકોમા તો અમે એના એજ પ્રાચીન પ્રયોગો દેખીએ છીએ કે જેઓ એની પહેલાના પ્રાચીન પુસ્તકોમા લખાઇ ગયા હોય છે. એક સારસ્વત ચૂર્ણ ૧૭ ગ્રથોમા મળે છે, બ્રાહ્મી ઘૃત ૧૦ ગ્રથોમા, +મેધ્ય રસાયન ૧૪ ગ્રથોમા અને વૃદ્ધદારકમૂળ ચૂર્ણ ૧૦ પુસ્તકોમા, પરસ્પર નકલ કરેલુ છે તે સિવાય પણ જો બધા પ્રયોગોની ગણના કરવા બેસીએ તો ૨૨૫ ઉપર સખ્યા પહોચે છે તેમા ચરક સહિતામા ૩૫, સુશ્રુતમા ૨૮, અને અષ્ટાગ હૃદયમા ૨૦ છે સહિતાઓમા મુખ્યત્વે કરીને ઓજ ધાતુની વૃદ્ધિ તરફ ખાસ કરીને વિશેષ ધ્યાન આપવામા આવ્યુ છે. પ્રાય બધા પ્રયોગોને રસાયન પ્રયોગ એવુજ નામ આપવામા આવ્યુ છે.

તે પછીના જમાનામા સાધક પિત્તની શક્તિ વધારવાવાળા પ્રયોગો વધારે મળે છે તેમજ કોઈ કોઇ નવીન વનૌષધિઓનો પણ ઉપયોગ કરેલો જણાય છે કોઇ કોઈ ગ્રથકારોએ પાચક પિત્તની શક્તિ સુધારવાવાળા પ્રયોગોની જીકર પણ કરેલી છે. તેથી અનુમાન થાય છે કે, જો કે પાછળના ગ્રથોમા ઘણુ કરીને એક બીજાની નકલ કરેલી હોય એવાજ પ્રયોગો મળે છે, તોપણ અમે એમ નથી કહી

---

+બ્રાહ્મી, ગળો, શખાવળી અને જેઠીમધ એ મેધ્ય રસાયણ ગણાય છે ચરકમા તો ભિન્ન ભિન્ન વાપરવા ભલામણ છે, પણ ઘણા વૈદ્ય ગ્રથકારો ચારે દવા મળીનેજ મેધ્ય ગણે છે

શકતા કે એ બધા પ્રયોગો કે ઔષધો અનુભવ કર્યા વિનાજ કહેલાં છે. જો કદિ એ સાચું હોત (બધા પ્રયોગો અનુભવ કર્યા વગરનાજ હોત) તો બધા ગ્રથોમા ચિકિત્સાક્રમ ઘણું કરીને એકજ પ્રકારથી મળત, પણ એમ નથી. ઉલટું એથી જુદી રીતે કોઇમાં ઓજ, કોઈમા મસ્તિષ્કના જ્ઞાનતતુ, અને કોઇમા સાધક પિત્ત સુધારવાવાળી ઔષધીઓ બુદ્ધિ વધારવા માટે કહેલી છે. એથી સર્વ દવાઓ અનુભવ કરેલી હોવાની આપણને અવશ્ય ખાત્રી થાય છે

આ સર્વ પ્રયોગો એકજ શૈલીના નથી. એમા ઘૃતોની સખ્યા સર્વથી અધિક છે કાઇ નહિ તો ૪૦ ની ઉપર એ સખ્યા પહોચી ગઈ હશે ચૂર્ણો પણ ઘણા છે. ગુટી, અરીષ્ટ, અવલેહ આદિ પણ છે, પરતુ તેલનો પ્રયોગ બીલકુલ નથીજ. હા, એક જ્યોતિષ્મતીમાલકાકણી છે, કે જે તેલના રૂપમા વિશેષે કરીને વાપરવામાં આવે છે, અને વગસેનના જમાનાથી કાઈક વિશેષ પ્રચારમા આવી છે. અનુમાન કરી શકાય છે કે ઘૃત, જાતે મેધાવર્ધક અને યોગવાહી હોવાથી વધારે ઉપયોગમા આવ્યુ હશે. ચૂર્ણોમા પણ ઘણુ કરીને સાથે ઘીનો સયોગ જોવામા આવે છે વૈદ્યકના એલોપેથીના જમાનામા ઘૃત ચૂર્ણો વિગેરેનોજ વિશેષ ઉપયોગ થતો હતો, એથીજ એના પ્રયોગો વધારે મળે છે.

વળી એથી એ વાતનો પણ સ્વીકાર કરી શકાય છે કે, આની મુખ્ય શોધ વૈદ્યકના પૂર્વાર્ધના જમાનામાજ થયેલી છે, કારણકે વૈદકના હોમીઓપેથીના જમાનામા એ શોધનો કાંઈ વિશેષ ઉલ્લેખ હાથ લાગતો નથી રસાદિ ગ્રથોમા લગભગ ૨૫ પ્રયોગો એવા છે કે જેમાં પારો અથવા ધાતુ આદિનો સપર્ક હોય. ચરક સુશ્રુત સહિતાઓમાં પણ એવા એક બે પ્રયોગો મળે છે. ભાવપ્રકાશમા પણ છે. પરતુ હમણા આપણાથી એ નહિ કહી શકાય કે, ધાતુ આદિઓના બીજા પ્રયોગો પણ મળી શકે નહિ.

પ્રયોગો સંબંધી સિદ્ધાંતિક વાતો ૧૨ મી શતાબ્દી પછી લખાયેલા ગ્રંથોમા કાઇ મળતી નથી, તેથી એવુ જાણી શકાય છે કે, પછીના જમાનામા આ ચમત્કારીક વિદ્યાને કોઇ જાણી લે એટલા માટે મુખ્ય વાતો છુપાવવામા આવી હોય, અને વખતે અનુભવ કરેલા કોઇ પ્રયોગો પણ ગ્રંથોમા લખવામા ન આવ્યા હોય, કેમકે પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોમા અનેક બુદ્ધિવર્ધક પ્રયોગો મળે છે. પરંતુ કેટલાએક ગ્રંથોના અંતમા 'કોઇને આ ઔષધ ન બતાવવુ, આને ગુપ્ત રાખવુ, આદિ વાક્યો હોય છે માટેજ આપણે ઉપર કરેલુ અનુમાન અનુચિત નથી

અમારે દુઃખ સાથે કહેવુ પડે છે કે, વીસમી શતાબ્દીના લખેલા ગ્રંથોમા આવા પ્રયોગોની જીકર ઘણીજ ઓછી કરવામા આવી છે પણ એથી થોડાજ પ્રથમના કાળમા જૈનીઓની ઉન્નત અવસ્થામા યતિઓ દ્વારા આ વાતની વિશેષ શોધ થઈ છે પરંતુ જે ગ્રંથો ઉપરથી આ પત્તા લાગ્યો છે, તે બધા આજ દિવસ સુધી અપ્રકાશીત છે. મારૂ અનુમાન છે કે જો કદિ "યતિઓ" ના હસ્તલિખિત ગુટકાઓ શોધવામા આવે તો અનેક અનુભવ કરેલા પ્રયોગો પ્રાપ્ત થાય પ્રયોગોની પ્રસંશા ઘણીવાર ગાઢતર (હદથી વધુ) લખવામા આવે છે. અલૌકિક ચમત્કાર અને રૂચિ વધારનાર કવિતાઓની પેઠે આયુષ્ય વર્ધક ઔષધોના ગુણોની પ્રસંશા પાછળ એનાથી બીજે નંબરે બુદ્ધિવર્ધક ઔષધોની પ્રશંસા છે કોઈ સ્થળે તો ત્યાંસુધી પ્રશંસા ગાવામાં આવી છે કે અમુક પ્રયોગથી ૩ દીવસમા એક હજાર શ્લોક કંઠાગ્ર કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે આ દેશમા પૂર્વકાળના વધારે પડતા વખાણ કરવા એ કદાચ ખરાબ માનવામા નહિ આવતું હોય, એથી જ અતિશયોક્તિ ભરેલા ઉદાહરણોની ખોટ નથી

* સરસ્વતી ચૂર્ણમા આવી પ્રશંસા છે

પ્રયોગોનો એકત્રિત સગ્રહ મળવો બહુજ કઠણુ છે. કારણુ કે કોઈ ગ્રથમાથી એક અને કોઈમાથી માત્ર એજ પ્રયોગ હાથમા આવે છે. પરતુ ગયા વર્ષમા ૧૬૦ પ્રયોગો એકત્ર કરી પ્રકાશિત કરવામા હું સફળ થયો છુ અને વળી આશા છે કે આ વર્ષમા પણ્ કાઈક વધારે પ્રકાશિત કરી શકીશ

**अति पीतेन मद्येन विहतेनोजसा च तत् ।**
**हृदयं याति वैकृत्यं तत्रस्थापि च धातवः ॥**

ચરક સહિતાના ચિકિત્સા સ્થાનના ૧૨ મા અધ્યાયમા લખ્યુ છે કે બુદ્ધિનો નાશ કરવાવાળા માદક પદાર્થોના સેવનથીજ ધાતુ નષ્ટ થઇ જાય છે, અને એ ઓજ ધાતુ નાશ પામવાથી હૃદય વિકૃત થાય છે તથા હૃદયસ્થ ધાતુઓ પણ્ બગડે છે, એથી એવુ અનુમાન થઇ શકે છે કે મેધાવર્ધક ઔષધોનો પ્રભાવ શરીરમા મુખ્યત્વે કરીને હૃદય અને એની સાથે સબધ રાખવાવાળી ધાતુઓ ઉપર વધારે અસર કરે છે

## (૫)

## જુના કાળમાં પ્રયોગોનો પ્રચાર અને તેથી થતા લાભો.

આજથી કેટલાંક વર્ષો પહેલા અમારા દેશમા બુદ્ધિ અને તેની શક્તિઓ વધારવા માટેના પ્રયોગો થતા હતા કેવળ આયુર્વેદના ગ્રથોમા જ નહિ પરતુ બધા શાસ્ત્રોમાથી એ જાતના પ્રયોગો મળે છે જેમકે પુરાણ–સ્મૃતિ–ધર્મશાસ્ત્ર આદિ વિષયોના ગ્રથોમા કોઇ કોઇ સ્થળે એ વાતની ચર્ચાઓ છે

કલ્કિ પુરાણના ૮૯મા અધ્યાયમા રાજાઓને ઉપદેશ આપતા કહ્યુ છે કે,

**भोजयेदन्वहं बुद्धिवृद्धि हेतुन्नृपोत्तमः**
**बुद्धिक्षयकरान्नित्यं त्यजेद्राजाच भोजने ॥**

રાજાઓએ હમેશા બુદ્ધિનો ક્ષય કરનારા પદાર્થોનો ત્યાગ કરી બુદ્ધિવર્ધક પધાર્થોને સેવવા જોઇએ. વળી એજ પુરાણમા એજ સ્થળે બુદ્ધિવર્ધક ઔષધો અને કેટલાક ખાવાના પદાર્થો પણ ગણાવેલા છે.

અગ્નિ પુરાણના આયુર્વેદ ખડમા અને ગરૂડપુરાણમા પણ એવા એવા કેટલાક પ્રયોગો મળે છે. બીજા પુરાણોમા પણ પ્રસગોપાત થોડો ઘણો ઉલ્લેખ મળી આવે છે

સ્થાન તો યાદ નથી આવતુ પણ ઘણુ કરીને * છાન્દોગ્ય ઉપનિપદમાએ થોડુ ઘણુ એ બાબત ઉપરનુ વિવેચન છે ખરૂ.

વળી યાજ્ઞવલ્ક્ય સહિતા અને કેટલીક આન્હિક સૂત્રાવલીઓના દિનચર્યા પ્રકરણોમા મળશુદ્ધિ—દાતણ—સ્નાન—ભોજનપાત્ર—ઔષધ—અને અધ્યયન આદિની વ્યાખ્યાઓમા કેટલાક પ્રયોગો મળી આવે છે નાગોજીભટ્ટ કૃત "કામશાસ્ત્ર" મા અનેક પ્રયોગો છે કર્મકાડના ગ્રથોમા હવન હોમ વીગેરેથી બુદ્ધિ વધારવાના પ્રયોગો પણ મળી આવે છે તેમ જ શારીરિક અવસ્થા સુધારવાને માટે અનેક વ્રત પણ મળી આવે છે. સસ્કાર વિધિમા પણ એની ચર્ચા છે અનેક સસ્કારોમા એની વ્યાખ્યા મળે છે ગર્ભ રહ્યા પછી અમુક પ્રયોગથી બાળકની બુદ્ધિ વધારવાના પણ પ્રયોગો છે પ્રયોગોના જ પ્રભાવથી પોતાને ઇચ્છિત વિપયોમા પૂર્ણ પાડિત્યવાળા સતાનો ઉત્પન્ન થઇ યોગ્ય મનુષ્યો બને એવા પણ પ્રયોગો છે. અહી પ્રમાણને માટે એક બે સૂત્ર કહી દેવા ઉચિત જણાશે

---

* જુવો પ્રપાઠક ૬ ઠો त्रिवृत्करण अन्नमय सौम्य मन आपोमय प्राण तेजोमयीवाग् इत्यादि

[1]समइच्छेत् पुत्रो मे गौरो जायेत् वेदमनु ब्रुवित सर्वमायु-
रियादिति ।
क्षीरोदनं पाचयित्वा सर्पिष्मन्तमश्नीयातामीश्वरौ जनयितुवै॥
अथ य इच्छेत् दुहिता मे पंडिता जायेत् सर्वमायुरियादिति ।
तिलोदनं पाचयित्वा सर्पिष्मन्तमश्नीयातामीश्वरौ जनयितुवै॥

સસ્કૃતનો મોટામા મોટો સગ્રહ–કોષ શબ્દકલ્પદ્રુમ કરીને છે. તેમા પ્રજ્ઞા, બુદ્ધિ, વિદ્યા, સ્મૃતિ, સરસ્વતિ, આદી કેટલાક શબ્દોની વ્યાખ્યામા અન્ય ગ્રથોમાથી લીધેલા કેટલાક પ્રયોગો મળે છે અને સુખબોધ તથા તત્રોમા આ વિષયની કેટલીક સિદ્ધાતિક વાતો પણ છે.

આવી રીતે પરપરાથી આની પ્રશસા સાભળ્યા કરવાથી કેટલાક લોકો પોતાના બાળકોને માલકાકણી, અથવા એસેળીઓ કે એવી જ કોઈ ઔષધી શીત કાળમા બુદ્ધયાત્મક શક્તિ વધારવાના હેતુથી દૂધ સાથે ફકાવ્યા કરે છે બ્રાહ્મિ નામની વનસ્પતિ તો આજ સરસ્વતીની બુટ્ટીના નામથી જ ઓળખાય છે એટલુ જ નહિ, પણ ઉત્તર હિદુસ્તાનમા બહુ વિશ્વાસ અને આદરપૂર્વક બ્રાહ્મિનુ સેવન થાય છે. વળી કનમવેટીવ–જુની ઢબના ગ્રામીણ ગુરૂઓ આજ પણ જ્યા ત્યા પોતાના અલ્પ બુદ્ધિવાળા શીષ્યોને આવી મેધ્ય દવાઓના પ્રયોગોનુ સેવન કરાવે છે એવુ મે પોતે કટલાક સ્થાનો ઉપર જોયુ છે

---

૧ એવી ઇચ્છા થાય કે મારો પુત્ર ગોરવર્ણનો થાય, વેદ ભણે અને આયુષ્યમાન્ થાય તે દુધપાક બનાવીને અદર ઘી નાખીને ખાય અથવા જના મનમા એવી ઈચ્છા હોય ક મારી દીકરી પડીતા દીર્ઘાયુષ્યવાળી થાય તે તલ અને ચોખા દુધમા પકાવીને ઘી સાથે ખાય એમ કરવાથી ઇચ્છિત ફળ થાય છે. આપણે ઘણા ગર્ભપ્રદ પ્રયોગોમા ખીર ખાડ ખાવાનુ વાચીએ છીએ તે કદાચ આ ઉપરથી હોય,

આપણે સાભળતા આવીએ છીએ કે પૂર્વકાળમાં મહર્ષિગણ પોતાના શિષ્યોને બુદ્ધિશાળી બનાવવા માટે 'વજ'નો હોમ કરાવતા હતા. અને દક્ષિણ ભારતમા આજ પણ માતાઓ [૧]'વજ' ધીમા ધસીને પીપળાના પાન ઉપર મુકીને પોતાના નાની ઉમરના બાળકને ચટાડયા કરે છે.

મારવાડમા ચકલાનુ એઠું પાણી પાવાનો ચાલ છે વળી સાભળવા પ્રમાણે મહાકવી કાળીદાસ પણ ઔષધ પ્રયોગથી જ બુદ્ધિમાન થયા હતા, પરતુ એ વાતમા કાંઈ પ્રમાણ મળતુ નથી

શ્રી સ્વામી દયાનદ સરસ્વતિ પણ હમેશા એવા ઔષધોનુ સેવન કરવાનો ઉપદેશ કર્યા કરતા હતા એટલુ જ નહી પણ તેમણે પોતાના લખેલા પુસ્તકોમા પણ એ બાબતની જીકર કરેલી છે.

આ બધા વિવેચન ઉપરથી એટલુ તો નક્કી જ થાય છે કે પૂર્વકાળમા આ જાતના પ્રયોગો જરૂર થયા કરતા હતા જો કે કયા પ્રયોગથી ક્યારે કેટલો લાભ થયો એ બાબતનો કોઈ જાતનો ઇતિહાસ આ ગ્રયોમાથી બહુ મળતો નથી પરતુ તેનુ કારણ તો એવુ પણ હોય કે પૂર્વકાળમા રેકર્ડ (નોધ) રાખવાનો પણ ક્યાય ચાલ નહોતો

પાશ્ચાત્ય રીત રીવાજની પેઠ "અમારા પ્રાચીન ઋષિઓથી માડીને આજ સુધીમા કોઇએ પણ કદાચ એવી જાતનો રોજકામ

૧ કાઠીઆવાડમા સફત વજને "બાળવજ"ના નામથી ઓળખવામા આવે છે મને યાદ છે કે શ્રી ઝંડુભટ્ટજીના પુત્રવધુ મુરબ્બી 'સરસ્વતિ મામી' અમને હમેશા વજ અને અડલઙગ દુધમા ઘસીને પીવા આપતા હતા એટલુજ નહી પણ જમવા વખતે અથાણુ પણ "છોકરાઓ માલકાંગણી ખાઓ માલ આવશે એમ કહીને" માલકાંગણીનુજ આપતા હતા

ઉપર સત્ય ઇતીહાસ રાખવો."[1] એ બાબત બહુ ઉપયોગી નહિ ગણી હોય તેથી જ કોઇ કોઈ સ્થળ સિવાય પ્રયોગોથી લાભ થવાના સબધમા ઇતિહાસ ઘણો ઓછો મળે છે છતા પણ કથા કહાણીઓ દ્વારા એ ઔષધોના ચમત્કારીક ગુણોનો ઇતિહાસ શોધવા બેસીએ તો હજુ પણ કાઇક એકત્ર કરી શકાય એવુ છે

પ્હેલા આ ઔષધોથી જે લાભ થતો તે એક ચમત્કાર રૂપ ગણાતો હતો અને તે ઉપરથી જ એના ચમત્કારની દતકથાઓ આજ પણ ઘરડા બુઢ્ઢાઓ કર્યા કરે છે જેમકે " અમુક સાધુ મહાત્માએ એક એવી જડીબુટ્ટીનુ સેવન કરાવ્યુ કે જેથી અમુક માણસ મૂર્ખમાથી વિદ્વાન બની ગયો હતો " આ જાતની દતકથાઓ ગુજરાત, મારવાડ, અને કાશ્મીરમા વધારે કહેવામા આવે છે.

૧૬મા સૈકામા તેલગુ દેશમા ઇલેશ્વગે મહાપાધ્યાય કરીને એક બહુ ભારી વિદ્વાન થઇ ગયા છે તે પોતાના શિષ્યોને બુદ્ધિવર્દ્ધક ઔષધોના પ્રયોગો બહુ કરાવતા હતા એને "નાચી"નામની એક કન્યા હતી, કે જે વિધવા થયા પછી "જ્યોતિષ્મતી–માલકાકણી"ના પ્રયોગથી બુદ્ધિમતી થઇ હતી. તે સસ્કૃત અને ગુજરાતી સાહિત્યમા જગપ્રસિદ્ધ છે ગુજરાતી એનસાઇક્લોપીડીઆમા એના વિષયમા વિસ્તારથી લખવામા આવ્યુ છે હમણાજ થોડા વખત ઉપર "વૈદ્યકલ્પતરૂ" નામના પત્રમા એના જ સબધમા એક લેખ નીકળ્યો હતો હુ આ બાબતની શોધખોળ કરનારાઓને ખાસ વિનવુ છુ કે તેઓએ જરૂર એક વાર એ લેખ વાચવો [2]

---

[1] આ જમાનાના વૈદ્યો પણ પોતાના અનુભવની ચોક્સ નોધ રાખતા હોય એવુ ખાસ જાણવામા નથી.

[2] જુવો વૈદ્યકલ્પતરૂ. જુલાઈ ૧૯૧૧–પૃષ્ઠ ૨૧૯

યાજ્ઞવલ્ક્ય શિક્ષાપદ્ધતિમાં વિદ્યાર્થીઓને મેધાવર્ધક ઔષધો સેવન કરવાની આજ્ઞા કરવામા આવી છે. એથી અનુમાન થાય છે કે જુના વખતમા શિક્ષાની સાથે જ આ ઔષધોના પ્રયોગો કરવા, એ પણ સવ વિદ્યાર્થીઓ માટે આવશ્યક ગણવામા આવતુ હતું. લખ્યુ છે કે-

[1]**त्रिफलां लवणे युक्तां भक्षयेच्छिष्यकः सदा.**
**क्षीणमेधाजनन्येषा स्वरवर्णकरी तथा ।**

નારદીય શિક્ષામા પણ આવો પાઠ છે

આવી રીતે વૈદ્યક શાસ્ત્રમા બીજા બીજા ઉપાયોની પેઠે બુદ્ધિની વૃદ્ધિ માટે પણ અનેક પ્રયોગો મળે છે પરતુ દુખ અને શરમની વાત તો એ છે કે વૈદ્યોના આળસુપણાને લીધે જનસમાજમાથી આ જાતનો પ્રચાર ઉઠી ગયો છે તેમ જ હમણા હમણા તો અનેક કારણોથી વૈદ્યરાજો જાતે પણ આ તરફ બહુ ધ્યાન આપતા હોય એવુ દેખાતુ નથી, એટલુ જ નહિ પણ હમણા તો એ જાતના ઔષધોને જાણવાનો પ્રયત્ન પણ થતો નથી, કે જેનાથી માથાના સજ્ઞાવાહી સ્રોતને પુષ્ટી મળે છે અગેરે આ કેટલી બધી શોચનીય વાત છે કે જે મહાનુભાવોના નીરતર પરિશ્રમથી આ આવિષ્કાર થયો ને તે જ મહાત્માઓના પુત્રો આપણે આજ આળસુ બની એનો લાભ પણ લેઈ શકતા નથી.

આજકાલના વૈદ્યોમાના ઘણાઓનુ ધ્યાન તાકાતની દવાઓ પાછળ લાગેલુ છે પણ જો ખરૂ પૂછો તો આજકાલ જેટલી જરૂર બુદ્ધિવર્ધક દવાઓની છે એટલી જરૂર બીજી કોઇ પણ દવાની નથી

---

૧ વિદ્યાર્થીએ દરરોજ સૈધવ સાથે ત્રિફળાનુ સેવન રાખવુ ત્રિફળા નબળી પડેલી મેધાશક્તિને વધારે છે સ્વર સારો કરે છે, વર્ણ સુન્દરતામા વધારો કરે છે

એવુ અમે ખાત્રીથી કહી શકીએ છીએ.[1]

## શું વનૌષધોમાં એ જાતના ગુણો હોવાનો સંભવ માની શકાય છે?

વનૌષધોમા બુદ્ધ્યાત્મક શક્તિઓને તીવ્ર કરવાની શક્તિઓ હોય એ વાતનો અનેક કારણોથી ઘણા લોકો સ્વીકાર કરતા નથી. પરતુ જ્યારે આપણે એવુ માનીએ છીએ કે બુદ્ધિનો સબધ શારીરિક શક્તિઓની સાથે છે, અને એની ક્ષીણતા કે વૃદ્ધિ થવાથી બુદ્ધિમા પણ ઘટવધ થયા કરે છે, તો જે પદાર્થોથી શરીરમા લાભ હાની થાય એથી બુદ્ધ્યાત્મક શક્તિઓમા પણ અસર થવીજ જ જોઇએ એમ નક્કી થઇ શકે છે

વળી વનૌષધોમા તત્વો છે એ વાત નક્કી છે અને શરીર પણ તત્વોથી જ બનેલુ છે એથી પણ વનૌષધીઓ શરીરના સબધમા લાભહાની કરી શકે એ સિવાય આપણે પ્રત્યક્ષ રીતે પણ જોઇએ છીએ કે શાસ્ત્રોમા કહેવા પ્રમાણે માદક પદાર્થોમા બુદ્ધિનાશક ગુણનો અનુભવ આપણને તરત થાય છે, તો એથી ઉલટી રીતે **મેધ્ય** ગુણવાળી ઔષધીઓમા આપણને શા માટે સશય થવો જોઇએ? જો મદ્ય–ભાગ–ઇત્યાદિ કેટલાક દ્રવ્યોથી બુદ્ધિમા તરત જ ફેરફાર થએલો માલુમ પડે છે તો એથી ઉલટા ગુણવાળી બ્રાહ્મિ–વજ–શખાવળી વિગેરે દવાઓ શુ બુદ્ધિની શક્તિઓને વધારી નહિ શકે? જો ઉન્માદ

---

[1] અરહરસા, આબલી, અને ઝેરનાચલા મેળવી છાપામા છપાવી તાકાતની ગોળીઓના ભુગળા ફુકાય અને હયાફુટા ખાય, એને વારવાનુ કોઈ સાધન નથી પણ મેધ્ય દવાઓ તરફ મારૂ ધ્યાન ગયા પછી મને એવો અનુભવ આવ્યો છે - મેધ્ય દવાઓનુ સેવન કરવા માડયા પછીજ ઝાડાની કબજીઅત, યાદશક્તિની નબળાઇ, જનનેદ્રિયની નબળાઇ, ચિતાતુર સ્વભાવ અને બીજા એવા રોગો દુર થાય છે અમૃતલાલ

( ગાડપણુ ) એક પ્રકારનો બુદ્ધિના વિકારોનો જ રોગ છે અને તે ઔષધો દ્વારા દુર થઇ શકે છે તો બુદ્ધિ પણુ વધી જ શકે છે એમા કાઇ અતિશયોક્તિ નથી.

મગજ ઉપર ઋતુ અને વિચારશક્તિનો સારો પ્રભાવ છે એવુ જો સ્વીકારી શકાય અને આહાર વિગેરેથી બુદ્ધિમા અતર પડવાનો સભવ માનવામા પણુ વાધો ન આવે તો પછી જે વસ્તુઓ મગજના સ્નાયુઓને પુષ્ટિ આપી તેઓને નિયમિત રીતે પોષણુ રૂપ ખોરાક પહોચાડે તેવી વસ્તુઓને બુદ્ધિ વધારવા માટે લાભકારી ગણુવામા શુ વાધો ?

આયુર્વેદમા અલ્પ પ્રજ્ઞા ( થોડી બુદ્ધિ ) હોવી એ એક રોગ માનવામા આવે છે તો જે ઔષધો વિર્યવર્ધક હોય, રક્તને શુદ્ધ વધારે સારી રીતે શરીરમા ફેરવવાનો ગુણુ ધરાવતા હોય, એના ગુણુના સબધમા પણુ સશય રાખવો એને ભ્રમ નહિ, તો બીજુ શુ કહી શકાય !

ઔષધોથી બુદ્ધિ વધવી એ કાઇ અસભવીત નથી પણુ સારી રીતે સભવીત છે એ બાબતમા જો આપ શાસ્ત્રીય વચનો ઉપર વિશ્વાસ રાખી શકતા હો તો ગ્રથોના અવલોકનથી ખુલાસો થઇ શકશે પણુ જો કદી આપને પ્રત્યક્ષ પ્રમાણુની જ જરૂર હોય તો એવુ એકવાર જાતે ઔષધોનુ સેવન કરીને સતોષ મેળવી જુઓ કારણુ કે વૈદક શાસ્ત્ર એ પ્રત્યક્ષ શાસ્ત્ર છે તેથી સશય થવાનુ જ કારણ નથી

"રસ" એ અનુભવ કરવાનીજ વસ્તુ છે વર્ણુન કરવાની વસ્તુ નથી માટે જેઓને આ બાબતમા શકા હોય તેઓએ ઔષધ ખાઇને જ પોતાની શકાનુ સમાધાન કરી લીધા સિવાય કેવળ અનુમાનોથી

શંકાઓનું સમાધાન નહિ થાય. મને ખાત્રી છે કે મારાથી ઉલટો વિચાર ધરાવનારાઓની સખ્યા હાલ ઓછી નહિ હોય, આ જમાનામા પૂર્વકાળ જેવી વૈદ્યકની ઉન્નત દશા ન હોવાથી ઔષધોમા એવા ગુણો હોવાનો સભવ પણ આજકાલ કોઈ માનશે નહિ

જે લોકો અમારા વૈદ્યકશાસ્ત્રથી પુરેપુરા અભિજ્ઞ નથી, દૈવયોગે જેઓને પશ્ચિમી ડાક્ટરો કરતા વધારે સારા વૈદ્યોના ચમત્કાર જોવાનુ સુભાગ્ય અને અવસર પ્રાપ્ત થયો નથી, તેમ જેઓ કેવળ મુદ-મરી-ધાણાનેજ વૈદ્યકની સર્વોપરી ઔષધી માની બેઠા છે તેઓને જરૂર એવી શકાઓ થશેજ અને થવી પણ જોઇએજ, કારણ કે તેઓ પોતે જે જાણે છે તેના કરતા જુદીજ જાતની આશ્ચર્યકારક વાતો એકાએક સમજીને માનવા માટે તેઓ તૈયાર નહિજ હોય

જો કે અન્ય દેશોમા આજકાલ અનેક તરેહના અભૂતપૂર્વ (નવા નવા) શોધો બહાર પડે છે અને તે પછી બનેજ દિવસ સત્ય પણ મનાઈ જાય છે, પરતુ દેશના કોઈ પ્રબળ દુર્ભાગ્યના યોગે અમારા કેટલાક ભાઇઓ અમારા દેશના જ જુનામા જુના નિશ્ચયોને પણ માનવા માટે તૈયાર નથી પશ્ચિમની રોશનીથી અજાઈ ગયેલા બાબુ લોકોનો અમારા પુર્વકાળના જુના શોધો તરફ એકદમ વિશ્વાસ બેસતો નથી નવીન સભ્યતાના અભિમાની જેન્ટલમેનો કેવળ પશ્ચિમના શોધોને જ આદરથી દેખે છે, પણ પૂર્વના ચમત્કારો તો તેઓને કેવળ તિલેસ્માત જેવા જ દેખાય છે આ સબધમા કેટલાક ઉદાહરણો એવા મળી આવ્યા છે કે જે શોધો અથવા સિદ્ધાતો પહેલા ન માનવા લાયક કહીને સ્વીકારવામા આવતા નહોતા એજ આજે પ્રત્યક્ષ પ્રમાણોથી સત્ય તરીકે મનાય છે.

## ( ૬ )
## આપણા બાપદાદાના ઉપદેશોની તથા કહાણી-ઓની સત્યતા.

જો કે આપણા ચાલુ વિષયથી બહારની આ વાત છે તથાપિ પ્રસગ મળવાથી ટુંકામા થોડા જ ઉદાહરણો નીચે આપીએ છીએ

(૧) આ તો હમણા હમણાની જોતજોતાની વાત છે કે પહેલા લોકો "સૂતક" ને કેવળ નિરર્થક જાતીય બધનરૂપ અને માત્ર ઢોગ જેવુ સમજતા હતા, પરતુ આપણા દેશમા **પ્લેગ-મરકી** આવ્યા પછી તેની પાછળના ક્વારનટાઇને ખાત્રી કરાવી આપી કે હિન્દુઓના ઉન્નતિના કાળમા એક બે નહિ પણ બિમારી માત્રથી મૃત્યુ થયા પછી મૃતકના નામથી ૧૦ દીવસનુ ક્વારનટાઇન્ માનવામા આવતુ હતુ ચેપી રોગોથી બચવા માટે જબરજસ્તીથી નહિ પણ ધાર્મિક કામ સમજીને દરેક હિન્દુ જાતીમા પૂર્વના આચાર્યોએ નક્કી કરી આપેલુ એવુ ક્વારનટાઇન્ છે કે જેના ઉપર આજે ભણેલા સુધરેલાઓ પણ વિશ્વાસદૃષ્ટિથી જોવા લાગ્યા છે અને કબુલ કરે છે કે વાસ્તવીક રીતે જોતા સુતકથી ઘણો લાભ છે

(૨) તામ્રપાત્રમા જળ પીવાની વ્યવસ્થા અમારા આર્યશાસ્ત્રોમા પ્રથમથી જ છે પરતુ જ્યાસુધી મોરચુથુ (કોપરસલ્ફેટ) થી જળ શુદ્ધ કરવાનો શોધ અમેરીકાવાળાઓએ કર્યો નહોતો ત્યા સુધી ગુણ તો ગુણ પણ ઉલટુ એમા જળ પીતા અમારા નવી રોશનીવાળા બાબુ લોકો બીતા હતા. એ લોકોના મનમા એવો ભય રહેતો હતો કે "વખતે તામ્રનુ વિષ જળમા મળી જઇને હમારી તદુરસ્તીને તો અડચણ નહિ કરે ?" પણ આજે હવે એજ તામ્ર જળના વિકારોને દૂર કરી દેવાવાળુ પ્રમાણિત થયુ છે. પરતુ અમારે ત્યા તો ઘણા જુના વખત પહેલાજ ધાર્મિક વ્યવસ્થા કરવામા આવી છે કે જળ

તામ્રપાત્રમાંજ પીવુ જોઇએ તામ્રપાત્રનુ જળ પીવાથી અજીર્ણ, ઉલટી વિગેરે રોગો થવાનો ભય બહુ ઓછો થઇ જાય છે વળી કોલેરાના જતુઓ તામ્રપાત્રમા ભરેલા જળમા જીવતા રહી શકતા નથી. પરતુ દુ:ખની વાત છે કે અત્યારના જમાનામા પોતાના જ અજ્ઞાનથી ઘણાજ થોડા લોકોના ઘરમા પીવાના પાણી ભરવા માટે તામ્રપાત્રો વપરાય છે. પણ ચીન દેશના દક્ષિણ પ્રાતોમા હજુ આજ સુધી પણ ઘણુ કરીને તામ્રપાત્રનોજ વિશેષ પ્રયોગ થાય છે જેથી ત્યાના લોકોને ઘણુ કરીને કોલેરાની બીમારી લાગુ પડતી નથી

૩. આપણા દેશમા નાના નાના બાળકોના ગળામા તાબાનાં યત્રો, માદળીઆ, કે પૈસા બાધવાનો રીવાજ છે. પણ અમારા શાસ્ત્રોથી, અનભિજ્ઞ–અજાણ–અને જુની રીતીઓને ખરાબ માનવાવાળા મહાપુરૂષો આ રીવાજને પણ કેવળ સ્ત્રીઓની જડતા જ માને છે. પરતુ હવે એઓના પરમ પૃજ્ય ડાકટર સાહેબોએ સ્વીકારી લીધુ છે કે એ ત્રાબાના માદળીઆ બાધવાથી બાળકોને દુધની અજીર્ણજન્ય બીમારી ઘણી જ ઓછી થાય છે અને બહુજ સહેલાઇથી દાત નીકળી આવે છે. આજ ભારતથી બહારના કોઈ કોઇ દેશમા તો આનો એટલો બધો પ્રચાર વધી ગયો છે કે છેવટ તામ્રનો એક મોટો કટકો પણ બાળકના ગળામા છાતી સુધી લટકતા બાધે છે.

૪ હમારા શાસ્ત્રોમા ઉત્તર દિશા તરફ માથુ રાખીને સુવાની મના કરવામા આવેલ છે આ વાત આજ દીવસ સુધી તો કેવળ ભ્રમરૂપજ માનવામા આવતી હતી. પરતુ આજ નવીન વિજ્ઞાનથી પણ એ વાત સિદ્ધ થઈ ગઇ છે કે “ઉત્તરમા વિદ્યુત્–ચુમ્બક શક્તિ વધારે રહે છે તેથી એ તરફ મસ્તક રાખે તો, મસ્તકની મૂર્ત વસ્તુ મગજ બગડી જાય છે” હવે કેટલાક બાબુઓ બુદ્ધિ બગડી જવાના ડરથી કોઇ દીવસ ઉત્તર તરફ માથુ રાખીને સુવા માટે તૈયાર થતા નથી.

૫. વર્તમાન જગત્માં જ્યા સુધી [ વાયરલેસ ટેલીગ્રાફી ] દોરડા વગરના તાર સબધે કાઇ જાણુવામા નહોતું ત્યા સુધી મહાભારતના લેખાનુસાર સજય દિવ્ય દૃષ્ટિથી છ કોસ દુર ઉપરની વાતો—કુરૂક્ષેત્રનુ વૃત્તાત મહારાજ ધૃતરાષ્ટ્રને કહેતો હતો એ વાત કેવળ ઔપન્યાસિક ગણુવામા આવતી હતી, આજથી ૧૬ વર્ષ પહેલા આ વાતનો સ્વીકાર કરનારા ઘણા થોડા હતા કે “ દુર બેઠા બેઠા આવા સમાચાર સાભળી શકાય છે” પરતુ હવે પરિસ્થિતિ બદલાઇ ગઇ છે આજે સજયને પણ તે જમાનાના એક ઇન્વેન્ટર—વાયરલેસ ટેલીગ્રાફીના આવિષ્કાર કરનાર મારકોની સાહેબ જેવા જ ગણુવામા આવે છે.

(૬) વાતાઓમા આવતી “ ઉડણુ ખાટલી ”—વીમાન—કેવળ કિસ્સાકહાણીઓની બનાવટ માનવામા આવતી હતી પરતુ એરોપ્લેનના જગત્મા આવવા પછી એજ વાર્તા સાચી કહી શકાય છે, એટલુ જ નહિ પણ વધારે ખુશીની વાત તો એ છે કે અત્યારે હમારા ફીસ્મા કહાણીઓમા બતાવ્યા મુજબ મુબઇના શ્રીયુત શીવરામજી બાપુજી તળપદે મહાશય પુષ્પક વિમાન તૈયાર કરવા માટે ફિવત પણ થયેલા છે.

(૭) માનનીય મહાવીર ભીમસેનના અલૌકિક બળની વાતો પુસ્તકોમા વાચીને લોકો કેવળ હસી કાઢતા હતા, પરતુ આધુનિક ભીમપ્રોફેસર રામમૂર્તિએ એ ભીમબળને પ્રત્યક્ષ બતાવીને શાસ્ત્રીય વાતોની સચ્ચાઇનુ માક પ્રમાણુ આપ્યુ છે

(૮) આજે રસાયન શાસ્ત્રના વિદ્વાનો શારીરિક લાભ થવા માટે અને પ્રમાદ રોકવાને માટે સુવર્ણને મોઢામા રાખવુ એ

---

* આપણા રસાયનશાસ્ત્રીઓ પણ આ વાત જાણુતા હતા અને તેઓ પણ મોઢામા સુવર્ણ વિગેરે રાખતા અને રાખવાની ભલામણ કરતા હતા એ ઉપરથીજ આપણે ત્યા રસબદ્ધ ગુટીકાઓ મોઢામા રાખવાનો પ્રચાર છે, જુઓ નાગાર્જુન રસરત્નાકર રસાયન ખડ “હેમસુદરી ગુટી” વિગેરે ગુટીઓ

આવશ્યક ગણે છે. પરંતુ આ વાતની ખબર આપણા લોકોને આજના જમાનાના વૈજ્ઞાનીક સાધનો ન હોવા છતાં પણ ઘણા વખતથી હતી, અને દાંતોમા સુવર્ણ રેખા દબાવવાનો ચાલ પણ આ દેશમાં ( રજપુતાના વિગેરેમા ) હતો. પરતુ અફસોસ છે કે આજની નવીન સભ્યતાવાળા સાહેબો આના વાસ્તવિક ગુણોથી અજાણ હોઇને બીચારા જુના માણસોની મજાક ઉડાવે છે અને વ્યગમાં વખતે કાંઇ કાંઈ ટાણા મારે છે, જેને લીધે આ લાભકારક ચાલ આજે લગભગ નીકળી ગયો જણાય છે.

(૯) આયુર્વેદમા છાશના મોટામોટા ગુણો લખ્યા છે અને તેમાં પણ સગ્રહણી માટે તો તેને એક અમોઘ ઔષધ માનવામા આવે છે. હવે આ ઉપરથી બીચારા અનક્વોલીફાઇડ વૈદ્યોને છાશનો પ્રયોગ કરતા જોઇને સર્વજ્ઞતાની ડીંગ હાકવાવાળા ડાકતરો આજથી થોડા દીવસ ઉપર સગ્રહણીમાં છાસ આપવી તેને કેવળ અલ્પજ્ઞતા અને અધશ્રદ્ધા ગણતા હતા પરતુ હવે તેઓને ખબર પડી છે અને ગત બે વર્ષથી અમારા આ સિદ્ધાતને પણ તેઓ માનવા લાગ્યા છે એટલુ જ નહિ પણ સગ્રહણીમા યશ પ્રાપ્ત કરવા માટે તેઓ પણ છેવટ છાશનો જ પ્રયોગ કરે છે અને બીજાઓ પાસે તેની સીફારસ કરે છે.

(૧૦) આ દેશમા અતકાળ વખતે સાકર અને દહીં મેળવીને મોઢામા ચાટવા આપવાનો ચાલ છે. અણસમજુ લોકો એને પણ નિરર્થક ગણે છે, પરતુ વધારે અનુભવ પછી ડાકતર લોકોએ સ્વીકાર્યું છે કે "દહીંમા પોષક પદાર્થ છે અને એનાથા અનાયુષ્ય—આયુષ્ય નાશ—ના કારણોમા કાંઇક અટકાવ કરી શકાય છે." આથી જ છેવટ એકવાર અતકાળમાં પણ કિસ્મત અજમાવી લેવાના હેતુથી આપણે ત્યા અંતકાળમાં એ પ્રયોગની જરૂર ગણી છે. આ વાત અમારા જુના આચાર્યો હજારો વર્ષથી જાણતા હતા પરતુ એ સ્વીકારવાને

પશ્ચીમી વિદ્વાનોએ પણ પોતાની સમતી આપવા લાયક જ્ઞાન આજ ક્યાંકથી મેળવ્યુ છે, એ પણ ખુશીની વાત છે.

(૧૧) કોટ વિગેરે પહેરવાનો ચાલ વધી જવાથી હવે એકદમ પત્તો લાગે એવુ નથી, છતા હજુ જુના જમાનાના માણસો આજ પણ અગરખાનો જ ઉપયોગ કર્યા કરે છે, જેથી તેઓની છાતીનો એક ભાગ ખુલ્લો રહે છે. જો કે આ જમાનામા તો શરીરનો કોઈ પણ ભાગ ખુલ્લો રહેવો એ એક જાતની અસભ્યતા ગણાય છે એથી અમારા પૂર્વાચાર્યોની આ પ્રથાનો લોપ થઈ ગયો છે પરતુ પશ્ચિમના વિદ્વાનો હવે એનો લાભ સમજ્યા છે અને પોતાના મેનીફીસ્ટો–વ્યવસ્થ પત્રો–દ્વારા છાતીનુ એક અગ ખુલ્લુ રહે, એવુ કપડુ પહેરવુ એ તદુરસ્તીને માટે સારૂ છે એમ બતાવે છે

કેટલા ઉદાહરણો આપીએ ? સૂર્યની ઉપાસના રોજ કરવાનુ ને ગાયત્રીમત્ર ભણવાનુ તથા પ્રાણાયામનુ ધર્મસૂત્ર આપણી આરોગ્યતા માટે જ છે એ આજ પાશ્ચાત્ય લોકોના કહેવાથા મનાયુ છે ! સૂર્યના કિરણ રોગનાશક છે, પ્રણાયામથી શ્વસનક્રિયા ઉત્તમ પ્રકારની થતા લોહી ત્વરાથી ફરે છે વગેરે બાબતો આપણા પૂર્વજો પણ જાણતા હતા. દર્ભાસનની શ્રેષ્ઠતા એટલા માટે છે કે દર્ભ એ આપણા શરીરમા રહેલી ઉષ્ણતા જાળવી રાખે છે જ્યારે બીજા આસનો ઉષ્ણતા લઈ લે છે. પીંપળાની પ્રદક્ષિણા લેવાનુ કારણ એ છે કે તેમા "ઓક્સિજન" પ્રાણવાયુ વિશેષ પ્રમાણમા હોય છે. તુળશીમા "ઓઝોન" વિશેષ છે, ને તે મેલેરિયા આદિ જ્વરને નાશ કરનાર છે. ગૃહલીંપણમા છાણનો ઉપયોગ કરવામા આવે છે, તે રિવાજને સુધરેલાઓ ધિક્કારતા હશે, પણ તાજા ગાયના છાણમા ફીનાઇલનાજ ગુણો છે એ સિદ્ધ થયુ છે. ધોતીઆ પહેરવાનો રિવાજ હસી કઢાય છે પણ આરોગ્યતાનો પ્રથમ નિયમ જે સ્વચ્છતા તે રોજ ધોયેલુ ધોતીયુ

પહેરવાથીજ વિશેષ સચવાય છે. આ પ્રમાણે જો કદી આ વિષય ઉપરજ કહેવામાં આવે તો પોથાના પોથાં ભરાઇ જાય પણ એટલું સ્થાન અને સમય આપણને કયા છે? આશા છે કે વાચકો આટલાથી સંતોષ માનશે.

## ( ૭ )

## વનૌષધથી બુદ્ધિની શક્તિ વધારવાની જરૂર.

આ પ્રમાણે આપણે આજસુધી આપણા શાસ્ત્રની જે જે વાતોને અસંભવ, અશક્ય, અને કપોળકલ્પીત માનતા હતા તેજ વાતો ધીરે ધીરે એકે એકે સાચી અને લાભકારી ઠરતી જાય છે માટેજ કહીએ છીએ અને સત્ય કહીએ છીએ કે "કોઇ પણ વિષય ઉપર પૂર્ણ વિચાર કર્યા સિવાય કેવળ દેખાવ ઉપરથીજ તેને અસભવ માનીને અસભવ કહી દેવુ એ ઠીક નથી."

તહમે સાચુજ માનજો કે "વનૌષધથી બુદ્ધયાત્મક શક્તિ વધે છે" એવો સિદ્ધાંત અને શોધ જો કદી પશ્ચિમના દેશમાથી નીકળ્યો હોત અને કોઇ ત્યાના શોધકે શોધી કાઢયો હોત તો એના ઉપર કોઈ અવિશ્વાસ કરત નહિ અરે કોઇને એવી શકા પણ થાત નહિ કે ઔષધોથી સ્મરણ શક્તિ વધીને સહજમા જ્ઞાન શી રીતે પ્રાપ્ત થાય છે એટલુજ નહિ પણ આજ તો આખા સસારમા એ શોધ પ્રસિદ્ધ થઈ ગયો હોત અને આખા ભૂમડળના બાળકો **મેધ્ય** ઔષધોનુ સેવન કરતા હોત; વળી અનેક વિદ્વાનો એ શોધ પાછળ મડી બીજા પણ ચમત્કારીક શોધોને પ્રકાશિત કરી જગતનુ કલ્યાણ કરત.

એ શોધને રાજકીય ઉત્તેજન પણ મળ્યુ હોત અને મનુષ્યજાતિ એ શોધ અને શોધકના ઉપકાર નીચે દબાએલ હોત. પરંતુ શું કરીએ કે એ શોધ અમારા ભારતવર્ષમાંજ થયો છે કે જ્યાના

લોકો પોતાના બાપદાદાઓએ કરેલા ઉપદેશોને પણ એકાએક માની લેવાને તૈયાર નથી. વળી તે સાથે આ બાબતની ચર્ચા અને વ્યાખ્યાનો મોટો ભાગ જગતની ડેડ લેંગવેજ—મૃત ગણાતી સંસ્કૃત ભાષામાં છે કે જેના સમજવાળાઓની સખ્યા પણ ઘણી નાની છે. ખરૂ કહીએ તો આ કારણથીજ આજકાલ આનાથી લાભ ઉઠાવવાના માર્ગો બંધ જેવાજ થઈ ગયા છે. અને સસારમાં સુગમતાથી બુદ્ધિ વધારવાના સાધનોમા આજ સુધી આવી ખામીઓ ચાલી આવે છે.

આ જમાનામા તેનો પ્રચાર ઓછો થવાના બીજા પણ કેટલાક કારણ છે જેવા કે જે જડીબુટ્ટીઓ આ વિષયમા ઉપયોગી છે તેને બધા લોકો જાણતા નથી. રસાયન ઔષધો પુરેપુરા મળતા નથી તેમ જ બુદ્ધિ મદ થવાના કારણો અને તેના ભેદ તથા તેની ફરીને વૃદ્ધિ કરવાના ઉપાયો વિગેરે ચિકિત્સાક્રમ બધુ એકત્ર ગોઠવી તેનુ પુસ્તક પ્રજા સમક્ષ મૂકવામા અદ્યાપિ સુધી નથી આવ્યુ.

પૂર્વકાળમા આ જમાના જેવા ( બાળલગ્ન, અબ્રહ્મચર્ય, અતિ વિષયસેવન, ખરાબ સોબત વિગેરે ) ખોટા રીવાજો ન હોવાથી બુધ્યાત્મક શક્તિને ઉત્પન્ન કરનારા અગોમા આજના જેટલી હાની પહોચતી નહોતી, છતા પણ બુદ્ધિ વધારવાના પ્રયોગો વિદ્યાભ્યાસની સાથેજ કરવાની જરૂરીઆત માનવામા આવતી હતી તો આજે એની કેટલી બધી વધારે જરૂર હોવી જોઇએ એ પુરેપુરૂ બતાવી પણ શકાય એવુ નથી.

આજ કાલ આપણા દેશમા અભણ વર્ગની સખ્યા બરાબર વધતીજ જાય છે. પ્રત્યેક મનુષ્ય બુધ્યાત્મક શક્તિની શિથિલતાની ફરીઆદ કરતો સભળાય છે વિદ્યાર્થીઓની દશા બહુજ શોચનીય થઇ પડી છે. તેઓ સ્મરણશક્તિની ખામીને લીધે રાત દહાડો મહેનત કર્યા છતા પણ પરિક્ષા વખતે સફળતા પ્રાપ્ત થવાની આશા

રાખી શકતા નથી. વળી વધારે પરિશ્રમને લીધે તેઓનું મગજ ઉન્નત થઇ શકતું નથી. આંખો કમજોર (શોર્ટ) પડી જાય છે, જેને લીધે નાની ઉમરમાં ચશ્માં પહેરવાની જરૂર પડે છે. જરૂરની વાતો થોડા વખતમાં બધી યાદ રહી જાય અથવા સમજી શકે એવી શક્તિ આજકાલ ઘણાજ થોડા યુવકોમાં દેખાય છે અને તેથીજ તેઓમાં જલ્દી જલ્દી પ્રાથમિક ધોરણોમાં પાસ થઇ ઉચી શીક્ષા સુધી પહોંચનારાઓની સંખ્યા ઘણી ઓછી આવે છે. ઘણાજ થોડા વિદ્યાર્થીઓ પરિક્ષામાં પહેલીજ વાર પાસ થાય છે. ઘણાને બબે ત્રણ ત્રણ વાર પરિક્ષાઓ આપવી પડે છે, છતાં પણ સફળ થઇ શકતા નથી. અને એવી રીતે ઉચ્ચ શિક્ષા (ગ્રેજ્યુએટ વિગેરે થવુ તે) મેળવવાનો ઘણો વખત પુરેપુરો ઉપયોગમાં લાવી શકાતો નથી. (અને જીવનનો ઘણો ખરો ઉપયોગી વખત ભણવામા અને પ્રજા પેદા કરવામા જાય છે તથા પછીનો વખત ચિતામા, ધંધાઓની શોધમાં અને રગ્ગમા જાય છે).

શુ આવી અવસ્થા થયા છતા પણ હજુ આનો (મેધ્ય દવાઓનો) પ્રચાર અનુચિત જણાય છે? શુ વીસમી સદીમા અમારે માટે બુધ્યાત્મક શક્તિ વધારવાની જરૂર નથી?

મને શોક થાય છે કે અમારી બુધ્યાત્મક શક્તિ આટલી બધી દરિદ્ર હોવા છતા અને ઉપાયો આપણા હાથમા હોવા છતાં પણ એને માટે કાઇજ પ્રયત્ન કરવામા આવતો નથી.

જો કદી આજ પણ વર્તમાનકાળમાં બીજા સાધનોની સાથે સાથે ઔષધોના પ્રયોગો પણ થવા માડે તો થઈ શકે એમ છે એથી આપણા બાળકો સ્મરણશક્તિની તીવ્રતાથી (કમપેરેટીવલી શોર્ટટાઇમ—સરખામણીના ટુકા વખતમાં) હમણાના કરતા વધારે વિદ્યા ધારણ કરી શકશે. વધારે નહિ તો ઓછામા ઓછો એટલો લાભ તો જરૂર

થશે કે જેના મગજમા શારીરિક નિર્બળતા અથવા રોગ વીગેરે કોઈ વિશેષ કારણોથી મગજમા જડતા હશે તો એમા આનાથી સુધારો થઈ જ્ઞાન વધવામાં કાઇક તો સહાય જરૂર મળશે જ. માટે આપ-ણને આજે વિદ્યા મેળવવામા જે જે ઉપાયોનો આશ્રય લેવો પડે છે તેની સાથે ઔષધીના પ્રયોગોનો પણ આરભ કરવો એ ઉચિત તેમજ જરૂરનુ જ છે, એવુ અમને તો જણાય છે.

## ( ૮ )

## વર્ત્તમાનકાળમાં બુદ્ધ્યાત્મક શક્તિઓનો હ્રાસ થવાનાં કારણો.

આટલું તો નિર્વિવાદ રીતે સિદ્ધ થઇ ચુકયુ છે કે બાળકનો આદિ ગુરૂ માતા છે, તેથી માતાનુ જેવુ અતઃકરણ, જેવો વ્યવહાર અને આચાર વિચાર હોય છે, તેવોજ બાળકનો ઢાળો પણ બરાબર તેજ બીબા પ્રમાણે પડે છે હવે આજકાલ ઝીણી નજરે જોતા દરેક ઘરમા સ્ત્રીઓ નીચ પ્રવૃત્તિ અને નીચ પ્રકૃતીને ખરાબ સમજતી હોય એવુ દેખાતુ નથી ઘણુ કરીને એકબીજાની કુથલી, *તેથી થ-યેલા માહોમાહે ઉચા પ્રકારની જોખેલી ગાળોવાળા કજીઆ, અને ભૂત-પ્રેત કે યોગ્ની વાતોમાજ તેઓની દિનચર્યા પૂર્ણ થાય છે હવે તેના પેટમા પાકેલા બાળકોની પ્રવૃત્તિ શી રીતે તેનાથી ભિન્ન થશે અને કેવી રીતે તેઓની ચેષ્ટા-રમતો બુદ્ધિવર્ધક વિષયો ઉપર ચોટશે ‘

જેના અતઃકરણમા સદ્‌વિચારોનો અભાવ જ છે, જેઓના અતઃકરણમા અજ્ઞાન ભરેલુ છે, જેના તમોમય અતઃકરણમા આજ સુધી વિદ્યાની નિર્મળ જ્યોતનો પ્રકાશ પહોચ્યોજ નથી અને જેના

---

* સગર્ભાવસ્થામા પ્રસવના દીવસ સુધીનુ માતપિતાનુ વર્ત્તન જાહેરમા મુકતા મને શરમ લાગે છે વાચનારે હ્રદય ઉપર હાથ મુકીને સમજી લેવુ.

અંતઃકરણમાં બુદ્ધિવર્ધક વસ્તુઓની હવાનો પણ પ્રવેશ થયો નથી એવા અંતઃકરણની સાથે તાદાત્મ્ય (તે રૂપ–તેથી પેદા થએલ) સંબંધ રાખવાવાળાં બાળકોનાં અંતઃકરણમાં પહેલાં જણાવેલ (માતાઓની ચેષ્ટારૂપ) વાતો આવીને કાં ન ઘુસી જાય ?

અમારા મુનીઓએ પોતાની સૂક્ષ્મ દૃષ્ટિના પ્રભાવથી જાણીને દરેક વસ્તુ–પદાર્થોમાં બુદ્ધિવર્ધક અને બુદ્ધિનાશક ગુણદોષ લખેલા છે. એક બ્રાહ્મિ ખાવાથી જેટલી બુદ્ધિ વધે છે તેટલીજ બુદ્ધિ કુન્દરૂ–ટીંડોરાના મૂળનું શાક ખાવાથી ઘટી જાય છે પણ આવી નકામી વાતોનો વિચાર કરવાને અમારા દેશની મહિલાઓને ક્યાં અવકાશ છે ? શું ખાવું અને શું ન ખાવું એ વિચાર તો એક બાજુ પર રહ્યો, ઉલટું બુદ્ધિનાશક પદાર્થોજ તેઓને વધારે ગમે છે !

ખાટા વાસીની ક્યાં વાત કરો છો ! કોયલા, માટી, અને ઠીકરા, (જેને ઢોર પણ ન ખાય) એ તો તેઓની અત્યંત પ્રિય વસ્તુઓ છે. હવે તેઓની અને તેમની પ્રજાની બુદ્ધિ સાત સમુદ્રને પેલે પાર પડી પડી કાળા પાણીની સજા ભોગવે એમાં શું નવાઇ છે ! ઝેરી ઝાડના ફળ પણ ઝેરીજ હોય છે. અને આજ કારણથી આજકાલનાં બાળકોને વિચિત્ર વાતો સુઝે છે

સ્ત્રીઓ ઉપરજ, થનારી પ્રજાના ભવિષ્યનો આધાર છે. માટેજ મહર્ષિઓએ સ્ત્રીઓના ઉપર પોતાની અને જનસમાજની એમ બેવડી જવાબદારી છે એવું ધારીને તેના દરેક વ્યવહાર તરફ બહુ બારીક ધ્યાન આપ્યું છે. જો સ્ત્રીઓ બુદ્ધિ–વિવેકહીન થાય તો આખો સમાજ તેની સાથેજ "પડયો પોતે ડુબતા લઈ ડુબ્યો જજમાન" એ કહે-વતની પેઠે બુદ્ધિવિવેકહીન થવાનોજ.

મહર્ષિઓએ તો તેના સુવા, બેસવા, રોવા, હસવા, બોલવા અને શરીરના સ્પર્શ વિગેરે ઉપર પણ વિશેષ ધ્યાન આપ્યું છે. એટલે

સુધી લખ્યુ છે કે "જો ઋતુના દિવસોમાં સ્ત્રી જશાક દોડે તો એની પ્રજા વિચાર વગરની થાય છે." હવે આપ વિચાર કરો કે આજકાલ સ્ત્રીઓ આવી બાબતોનો કેટલોક વિચાર રાખે છે. (સુધરેલીઓ હંબગ કરીને કાઢી ન નાખે તો ઉપકાર ગણુવો !) સ્ત્રીઓ આવા વિચાર નથી રાખતી માટેજ આજકાલ તેઓના સંતાન પણ એવાંજ વિવેક-બુદ્ધિહીન થાય છે. અને તેઓની ધારણાશક્તિ નબળી રહે છે. કોઇ કોઈ વાર તો ધારણાશક્તિમાં એટલી બધી ખામી જોવામાં આવે છે કે જયાંસુધી તેના ઉપાય રીતસર કરવામા ન આવે ત્યાંસુધી અમુક કલાક સુધી અભ્યાસ કરવામા એનુ મગજ શક્તિવાળુ હોતું નથી.

## (૯

## વીર્ય.

શરીરનો ખરેખરો સપૂર્ણ આધાર વીર્ય ઉપર છે. આપણા બળ–બુદ્ધિ, આરોગ્ય, ઉત્સાહ, કાન્તી, આયુષ્ય વિગેરે સર્વ બાબતો-નો એના ઉપરજ આધાર છે. એ બધી બાબતોમા વધારો કે ઘટાડો થવા એ વીર્યના ઘટાડાવધારા ઉપરજ આધાર રાખે છે ખરી રીતે જોવા જતા વીર્ય એ શરીરનો રાજા છે વીર્યની રક્ષા થવા પ્રમાણેજ વિદ્યા ભણી શકાય છે પહેલી અવસ્થા એજ વિદ્યા ભણવાનો ખરો વખત છે. જેમા ધર્મ પ્રમાણે [૧]વીર્યની રક્ષા કરવી એજ જરૂરનુ માન-વામા આવે છે પરતુ આજે આપણે વીર્ય રક્ષાનુ મહત્વ ભૂલી જ ગયા છીએ આપણા બાળકો કુસગતીમા પડીને કેવી રીતે વીર્યની રક્ષા કરે છે એ છુપાવી શકાય એમ નથી. અનેક કુટેવોમા પડીને

---

૧ ઉપવિત પછી ૮ થી ૨૪ કે ૩૨ વર્ષ સુધીની અવસ્થાને બ્રહ્મ-ચર્યાશ્રમ કહે છે જેમા વીર્યનુ રક્ષણ કરી ગુરૂને ઘેર બોડીંગ વિગેરેમા રહી વિદ્યાભ્યાસ કરવો એજ ધર્મ મનાય છે આજના ધોરણો પ્રમાણે અભ્યાસ કરતા પણ એટલોજ વખત લાગે છે

જે અપરિપક્વ અવસ્થાની પણ પહેલાં ૧૨-૧૩-૧૪[1] વર્ષની ઉમરથી જ વીર્યપાત કરવામાં આવે છે, એ બુદ્ધિની તીવ્રતાનો નાશ કરી મગજને જડ બનાવી દે છે. અજન નિદાનના ૨૨૦ મા શ્લોકમા લખ્યુ છે કે—

[2]अल्प शीतोष्णं ते घःक्षुत् पिपासा श्रम रुट्सहः।
पिण्डिका संधिशिथिलो हीनबुद्धिबलेन्द्रियः॥

(શુક્ર ઓછુ થવાથી બલ, તથા બુદ્ધિ વિગેરે ઘટી જાય છે.)

અમારે દુઃખ સાથે જણાવવુ પડે છે કે "આજકાલ વીર્ય જેવી અમુલ્ય વસ્તુની રક્ષા અમારે ત્યાં બીલકુલ થતી નથી એટલુજ નહિ, પણ ઉલટુ સપૂર્ણ રીતે મિથ્યા વિહારોમા અનૈસર્ગિક (અનનેચરલ) રીતે ગેરરસ્તે હીસાબ વગરનો શુક્રનો દુરૂપયોગ થાય છે.

જે વીર્યથી સપુર્ણ પુરુષાર્થ મેળવી શકાય તે વીર્યને માત્ર ક્ષણીક સુખને માટે સ્વભાવ વિરૂદ્ધ કર્મોમા આપણે ગુમાવી દઈએ છીએ. અહો ! આ કેટલો બધો અનર્થ ચાલી રહ્યો છે ! શુ, આ વાતની ખબર નથી કે આજે જે આહાર ખાવામા આવે છે તેનો શરીરના ફેરફારોથી પરિપાક થઈ તેમાથી રસ-રસમાથી રક્ત-રક્તમાથી માસ-માસમાથી મેદ-મેદમાથી અસ્થિ-અસ્થિમાથી મજ્જા અને મજ્જા-માથી શુક્ર-વીર્ય થતા ઓછામા ઓછા ૨૯ દિવસો લાગે છે ! આવી

---

૧ ૧૪ વર્ષની ઉમરે કુટેવમા ફસી ૧૮ વર્ષની ઉમરે નપુસક થનારા વિદ્યાથીઓના દાખલા જાહેરખબરીઆ વૈદોના રેકર્ડમાથી મળી આવે છે આ રેકર્ડ શોધવા જવુ પડે એમ નથી હોતુ મફત મળતી ચોપડીઓની પાછળ નનામો પત્રવ્યવહાર છાપેલો તૈયારજ હોય છે

૨ ટાઢ, તડકો, તેજ, ભૂખ, તરસ, શ્રમ અને વેદના જરા પણ તેનાથી સહન થઇ શકતી નથી પીડીઓ અને સાવાઓ ઢીલા પડી જાય છે બુદ્ધિબળ અને ઇન્દ્રિઓ ક્ષણ થઈ જાય છે.

રીતે જે છએ ધાતુઓનું અન્તિમ–છેલ્લુ–પરિણામ છે તેના અધિક દુરૂપયોગથી શરીરમાં[1] અનેક જાતના વ્યાધિઓ પેદા થાય છે એનાજ હ્રાસથી સ્મરણશક્તિ ઘટી જાય છે અને તે માણસ બધી રીતે ધર્મના કાર્યો કરવામા બેદરકાર થતો જાય છે. વળી તેની સતાન પેદા કરવાની શક્તિનો નાશ થઈ જાય છે. આટલી બધી હાની થયા છતા પણ હજુ આપણે ચેતતા નથી !

આપણે ત્યા એક નહિ પણ અનેક રીતે અને તે પણ અમાનુષી—રાક્ષસી કર્મો દ્વારા વીર્યનો નાસ દિવસે દિવસે વધતો જ જાય છે અને આપણે નથી સમજતા કે **કુટેવ, બાળવિવાહ** અને **બહુ મૈથુન**થી આજ ભારતવર્ષમા કેટલી હાની થતી જાય છે ! અમારી લેખનમા શક્તિ નથી આપને તે બતાવી શકીએ !

તમે સાચુ માનજો કે આજકાલના વિદ્યાર્થીઓમા સોએ ૭૫ કરતા વધારે વિદ્યાર્થીઓ કુટેવોમા ફસીને વિદ્યાના ઉચ્ચ શિખર સુધી પહોચવામા અસમર્થ થતા જાય છે !

છોકરાઓને બાપના સ્વભાવ અને ટેવો સાથે ઘણો ઘાટો સબધ છે તેમા પણ, બળ–વીર્ય વિગેરેમા તો બાપના જ અશો વધારે ઉતરે છે હવે જે બાપે ૨૫ વર્ષ સુધી પોતાનુ વીર્ય નષ્ટ કર્યું હોય, વધારે પડતો વ્યય ( મૈ · ) કરી રાત દિવસ વીલાસમા જ પોતાના ચિત્તને પરોવી રાખ્યુ હોય ( બાળકને કાંઈ જ્ઞાન નથી એમ ધારી પોતાની ચપળતા બાળકને ઘણીવાર બતાવી હોય ), એનુ બાળક સ્વભાવથી જ વિષયી કા ન થાય ? થાય જ.

આ રોગ નહાનપણમા જ લાગુ પડી જાય છે. ઘણુ કરીને

---

[1] ચરકમા ક્ષયના નિદાનમા લખ્યુ છે કે આહારનુ છેલ્લુ પરિણામ શુક્ર છે. માટે જ તેની રક્ષા કરવી જોઈએ એના ક્ષયથી ઘણા રોગો **ખાસ કરીને ક્ષય અને મરણ** થાય છે આજકાલ ક્ષયરોગ બહુ ફેલાવાનુ કારણ આ બદી ચાલે છે

બાળકો ૮–૯ વર્ષની અવસ્થામાં જ[1] સંસર્ગ દોષથી આ ખરાબ કામ કરવા મડી જાય છે, શરૂઆતમાં તો માતાપિતાને ખબર પણ પડતી નથી કે પોતાનુ બાળક હસ્તમૈથુન દ્વારા પોતાના જીવનની અમૂલ્ય વસ્તુ વૃથા ગુમાવી બુદ્ધિનો નાશ કરી રહ્યું છે, પણ થોડા દિવસ પછી આ ખરાબ કામથી એ બાળકોનુ શરીર એવુ બળહીન થઈ જાય છે કે ચાલવામાં અશક્તિ માલુમ પડે છે, અને સ્મરણશક્તિ ઘટતા પુરૂષત્વનો નાશ થઈ જાય છે, અને શારીરિક તેમજ માનસીક શક્તિઓ નષ્ટ થઇ જાય છે, સ્વપ્ન દોષ થવા માડે છે અને રાતદિવસ નિદ્રામય સ્થિતિમા રહેવુ પડે છે, શરીર આળસુ બની જાય છે, તથા ભણવા વાચવા વિગેરે માનસીક કામોથી તેનુ એકદમ માથુ દુખવા માડે છે, એટલુ જ નહિ પણ એથી વધારે કષ્ટ સહન કરવુ પડે છે છતા દૈવના દુર્ભાગ્યથી તેમા ફસેલો તેનાથી છુટા થઇ શકતો નથી ! એક[2] વખત ૧૩ વર્ષના બાળકે પણ આવીને પુષ્ટીની દવા માગી અને જણાવ્યુ કે "હવે મારામા વીર્યબળ રહ્યુ નથી" ! ! હા ! ભારત ! હુ નથી જાણતો કે હજુ તારી ક્યા સુધી અધોગતિ થશે ! જે બાળકનો હજુ વધવાનો સમય પણ નથી આવ્યો, ( કારણ સૂત્રકાર લખે છે કે **षोडषाद् वृद्धि**) એવા દુધ ભર્યા મોવાળા બાળકના મોઢામાથી પણ આજ સભળાય છે કે મારામા હવે પુરૂષત્વ રહ્યુ નથી ! ! !

---

૧ આ કુટેવ પોતાની ઉમરના છોકરાઓ, હલકા નોકરો, વાઢા મૂર્ખ માસ્તરો સાધુ-બાવા-બ્રહ્મચારીઓ વીગેરે વેશમા ફરતા પ્રસાદ આપી લલચાવનારા લુચ્ચાઓ, અને પરદેશી ફરતા વેપારીઓ દ્વારા છોકરાઓ શીખે છે

૨ આ ગામના બારબાર તેરતેર વર્ષના ચાર પાચ બાળકોએ અમુક પેટન્ટ દવા વેચનારાને ત્યાથી ટૉનીક ગોળીઓ મગાવેલી તે તેના વડીલો મને બતાવવા આવેલા તે ઉપરથી હુ જાણુ છુ કે દવા મોકલનારે સાથેના પત્રમા લખેલુ કે તમારા મીત્રોના નામ લખી મોકલો, અને આ પ્રમાણે ટૉનિક ગોળીઓના છદમા છોકરાઓ લાગેલા જણાય છે

કૂટેવો સિવાય બાલવિવાહના કુચાલથી પણ એટલુંજ નુકશાન થાય છે. જે વખત બ્રહ્મચર્ય પાળી વિદ્યાભ્યાસ કરવાનો છે તે જ વખતમાં જેમ એક હરણીયુ પોતાનુ બચ્ચું સીંહણના ખોળામાં મુકી પછી તેને માટે પસ્તાય એવી રીતે આજ એક દુધીયા મોંના બાળકને એક સમર્થ સ્ત્રીને સોંપી પછી માતાપીતા હમેશને માટે પોતાના સતાનોને વીર્ય, બલ, બુદ્ધિ, પરાક્રમ વગરનાં બનાવીને પોતાના પગઆજ પોતે કુહાડી મારે છે. તમેજ કહો કે એક નાની ઉમરના બાળકને ગૃહસ્થાશ્રમનો ઘટ ગળે બાધી દેવો, એ ક્યા સુધી બુધ્યાત્મક શક્તિને માટે લાભકારી થાય? વૈદક શાસ્ત્રમા તો યુવાવસ્થા આવ્યા પછીજ વિવાહ કરવાની આજ્ઞા કરવામા આવી છે.

[२]ऊन षोडश वर्षायामप्राप्तः पंचविंशातिम् ।
यद्याधत्ते पुमान् गर्भ कुक्षिस्थः स विपद्यते ॥
जातो वा न चिरंजीवेज्जीवेद्वा दुर्बलेन्द्रियः ।
तस्मादत्यन्त बालायां गर्भाधानं न कारयेत् ॥

સુ૦ શા૦ અ૦ ૧૦ શ્લોક ૪૭–૪૮.

પરતુ આપણે તો આજ એથી ઉલટાજ ચાલીને આપણા સતાનની તો ઠીકજ પણ તેનાથી પેદા થતા ભાવી સતાનની પણ પાયમાલી કરીએ છીએ અને તેઓને નિર્બલ, નિસ્તેજ, અલ્પ બુદ્ધિવાળા, તથા વ્યાધિગ્રસ્ત બનાવીએ છીએ

આવીજ રીતે આપણા દેશમા બહુ મૈથુન પણ એટલાજ જોરથી વધતું જાય છે કે જેનુ વર્ણન પણ થઇ શકે એમ નથી.

---

૨ સોળ વર્ષની અંદરની ઉમરવાળી ઓરતમા ૨૫ વષ કરતા નાની ઉમરનો આદમી ગર્ભાધાન કરે તો તે પેટમાજ મરી જાય એટલે મુવેલો અવતરે કે અધુરે જાય, કદાચ જીવતો જન્મે તો લાબુ જીવે નહિ, કદાચ જીવે તો બહુજ નબળો રહે, માટે બાળસ્ત્રીમા ગર્ભાધાન કરવું નહિ— અનુવાદક.

નાના નાના નવ યુવાનો પણ આ રોગના પંજામાંથી મુક્ત નથી. આથી દિનપ્રતિદિન ભારત અધોગતીને પામતું જાય છે. શાસ્ત્રમાં તો આ બાબતમાં ભિન્નભિન્ન ઋતુને અનુસરીને કેટલીક વ્યવસ્થાઓ[1] આપવામાં આવી છે. પરંતુ કાં તો લોકો એના તરફ ધ્યાન જ આપતા નથી અથવા જાણતા છતા એ નિયમો પાળતા નથી. આ ખરાબ ચાલ એટલો બધો વધી ગયો છે કે આજ એવા દર્શન પશુઓમા પણ થતા નથી. કુતરા, ગધેડા સુદ્ધા પણ ઋતુકાળમાજ મૈથુન કરવાની મર્યાદામા રહે છે પરંતુ અમારા ભારતવાસી સુપુત્રો હમેશ વિષયમાજ લીન થઇ નીચ પશુઓના પણ કાન કાપે છે! બીજુ કાંઈ નહિ તો એઓએ તે પશુઓ પાસેથી પણ થોડી ઘણી શીખામણ લેવી જોઈએ! વાગભટ્ટ સહીતાના સૂત્રસ્થાનના ૭ મા અધ્યાયમા લખ્યુ છે કે—

**स्मृति मेधायुरारोग्य पुष्टिन्द्रिय यशोबलैः ।**
**अधिकामंदजरसोभवंति स्त्रिषु संयताः ॥**

સ્ત્રી સેવનમા નિયમિત રહેવાથી સ્મરણશક્તિ—મેધા, આયુષ્ય, સ્વસ્થતા, બળ, યશ વિગેરેનો નાશ થતો નથી, અને વૃદ્ધપણુ જલદી પ્રાપ્ત થતુ નથી પરિપક્વ થયા વગરનુ વીર્ય નીકળવાથીજ માણસનુ બળ, બુદ્ધિ, પરાક્રમ, ઉત્સાહ, તેજ, સ્મરણ શક્તિ વગેરે નષ્ટ થઇ જાય છે માટેજ બ્રહ્મચર્ય પાળવાની ખાસ જરૂર છે

---

૧ છેલ્લી ભાવમિશ્રની વ્યવસ્થા એવી છે કે त्र्यहाद् वसत शरदो पक्षाद् वर्षानिदाघयो ॥ सेवेतकामत कामं तृप्तो वाजीकृता हिमे વસત-શરદમા ૩ દીવસ, ઉનાળો-ચોમાસુ ૧૫ દીવસ અને હેમત-શીશીરમા વાજીકરણના સેવન સાથે ઇચ્છા પ્રમાણે કામ સેવવો હુ માનુ છુ કે વાજીકર રસાયન હમેશ લેવુ અને ઉનાળા ચોમાસા સિવાયની ઋતુમા ૪ દીવસનો નિયમ રાખવો—જેમ મુદત લબાય તેમ ફાયદો છે.

**उत्साहः प्रतिमा धैर्यं लावण्यं सुकुमारता**

પૂર્વકાળમા દરેક માણુસ પુરેપુરૂ બ્રહ્મચર્ય પાળતો હતો. એવાં પણ કેટલાક ઉદાહરણો મળે છે કે જેઓએ આખી જીદગી સુધી આનુ પાલન કર્યું હોય. આવા દાખલાઓમા ભીષ્મ પિતામહ અને હનુમાનજીનુ નામ પહેલુ આવે છે. પરતુ આજ તો ઘણુ કરીને ૧૦-૧૨ વર્ષની ઉમ્મરમાથીજ લગભગ વીર્યનુ ખર્ચ થવા માડે છે. મને લાગે છે કે જુના વખતમા જેટલી એના બચાવની જરૂર જણાતી હશે એટલીજ અત્યારે એના નાશની શ્રેષ્ઠતા મનાવવા લાગી છે ! અને તેનો બદલો પણ તેવોજ આપણને હાથોહાથ મળી રહ્યો છે. આટલુ તો હુ નિસદેહ કહી શકુ છુ કે આજકાલના વિદ્યાર્થી સમુદાયમા અનેક વિદ્યાર્થીઓ, ઉપગ વિવેચન કરેલા વીર્યના દુરૂપયોગ સબધી રોગોમા ફસીનેજ વિદ્યાના ઉચ્ચ શિખર સુધી પહોચવામા અસમર્થ બની જાય છે. એનુ મુખ્ય કારણ તો નવી સભ્યતા (એટીકેટ)ના નિયમ પ્રમાણે આ વિષયની સારી ચર્ચા પણ પાપરૂપ માનવામા આવે છે એજ છે

ઓજ ઉપર શરીરનો સપૂર્ણ આધાર છે અને સ્વસ્થ શરીરવાળા મનુષ્યોમા કામ કરવાની જે ઉત્તમ શક્તિ છે તે પણ ઓજની જ પ્રતિમા છે પણ આજે અમારા દેશમા બ્રહ્મચર્યનુ તો પાલન થતુ જ નથી તેમ ઓજનુ બીજુ સાધન * દૂધ તે આપણને દુર્લભજ

* ઓજની અદર દશ ગુણો છે તેજ દશ ગુણો દુધમા છે અને દારૂ વિગેરે માદક, ઝેરી, અમેધ્ય પદાર્થામા એથી ઉલટા દશ ગુણો છે જુઓ ચરક ચિ સ્થા મદાત્યય પ્રકરણ.

लघूष्ण तीक्ष्ण सूक्ष्माम्ल व्यवाय्या शुगमेवच ।
रुक्षं विकाशि विशद मद्यं दशगुणं स्मृतं ॥
गुरुशीत मृदुश्लक्ष्णं बहलं मधुरं स्थिरं ।
प्रसन्नं पिच्छिल स्निग्धं ओजो दशगुणं स्मृतं ॥

થઈ પડયું છે અને તેના ઉપરથી આપણો ભાવ પણ ઘટી ગયો છે. તો પછી ઓજનો સગ્રહ ક્યાથી થશે ! જ્યારે થોડી વાર વાંચવામાં જ માથુ થાકી જશે ત્યા વિદ્યાર્થિઓ પોતાને સમજાયેલા બધા પાઠો શી રીતે યાદ રાખી શકશે ? અને આજકાલના પોથાના પોથા યાદ રાખવામાં તેઓને કેટલુ બધુ કષ્ટ થશે ! કદાચ લોભને લીધે પોતાની શક્તિ ઉપરાંત પરિશ્રમ કરીને યાદ રાખવા માટે મહેનત કરશે તો શરીરનુ બળીદાન દેવુ પડશે, તેથી કમજોર થશે અને શરીર શારીરિક કામ માટે બીલકુલ લાયક રહેશેજ નહિ આ બાબતમાં આપને પ્રત્યક્ષ પુરાવાની જરૂર હોય તો આજકાલના ઉચ્ચ શિક્ષણ પામેલા યુવકોની શારીરિક અવસ્થા નજરે જોવાથી જણાશે એથી વધારે જોવુ હોય તો ગુજરાતી પ્રેસમા છપાયેલ "એમ એ. બનાકે ક્યો મેરી મીટ્ટી ખરાબકી" એ પુસ્તક વાચવાની હુ ભીકારસ કરૂ છુ ઘણા વખત સુધી અભ્યાસ કરવાની શક્તિ ન હોવા છતા આજ અમે પરાણે ભણ્યાજ કરીએ છીએ કે જેમા છેલ્લે અમારા જ્ઞાનતતુઓને ઘણોજ બોજો આપીને એને વધારે ને વધારે સુસ્તજ બનાવીએ છીએ આ પ્રમાણે વિદ્યાર્થિ સમાજમા સુગમતાથી જ્ઞાન પ્રાપ્ત કરવુ એ એક રીતે ઘણુ કઠિન થઇ પડયુ છે

ધર્મ, નીતી, અને સદાચારના સબધમા આજ બાળકો ઉપર વિશેષ ધ્યાન આપવામા આવતુ નથી. માતાઓ જાતે ન ભણેલી હોવાથી આ વાતથી અજાણ હોય છે [૧]વિદ્યાલયોમા પણ એ બાબત

---

૧ ઘણુ કરીને ૧૪ થી ૨૪ વર્ષના વિદ્યાર્થીઓ મિત્રોની સોબતથી બગડે છે અને આઠથી બાર વર્ષની અદરના છોકરાઓ દેખાદેખી અને બીજા જેને તેઓ મોટા ગણતા હોય તેવાઓની શીખવણીથી શીખે છે સોમાથી ૭૫ પેટટ ટેવાવાળાઓને કમાણી કરાવે છે તેમાના કટલાક આપઘાત કરે છે વણા આપઘાત કરવાના વિચારો કરે છે અને છુટાછવાયા સદવૈદ્યોના હાથમા આવે છે, તો કેટલાક આ દોષથી મુક્ત પણ થાય છે.

તરફ જોઇએ, એવુ ધ્યાન આપવામાં આવતું નથી જેથી તેઓનાં ચરિત્ર સુધારવાને બદલે ઉલટા બગડીને ખરાબ માનસિક અવસ્થાઓથી શારીરિક શાંતિ, અને અધ્યાત્મિક શાંતિઓને બગાડી દે છે.

શોક, ક્રોધ, લોભ, મોહ, કામ, ઇર્ષ્યા, ઘૃણા, વિગેરે દુર્ગુણોની આભડછેટ નાની અવસ્થામા ટોકણી ન થવાથી લાગી જાય છે, જેથી પછી તેઓમા ઉચ્ચ ભાવો તથા લાભકારી અને ઉપકારી બુદ્ધિનુ સ્થાન પાકી ઉમરે જોવામા આવતું નથી. ઉપર ગણાવેલા માનસિક દોષો બુદ્ધિને નષ્ટ કરનારા છે એવું શાસ્ત્રોમા લખેલુ છે ( " **द्वादशैतेबुद्धिनाशहेतवो** " ) આનાથી બચવાને માટે દરેક વિદ્યાર્થિને ધાર્મિક શિક્ષા મળવી જોઇએ છે, પરતુ આહી તો એનો અભાવ જ થઇ ગયેલો છે.

વિદ્યા ભણવાના માનસિક પરિશ્રમથી મસ્તકની મૂર્ત વસ્તુનું કાઇ ને કાઇ ખર્ચ થાય છે જ અને એ ખર્ચ પૂર્ણ કરવા માટે **વીર્યવર્ધક** તથા સાત્વિક અન્ન, દુધ, ઘી, ચોખા, વિગેરેની જરૂર પડે છે. આપણા શાસ્ત્રોમા આના સેવનની બાબતમા કહેલુ પણ છે કે " **यादृशं सेवते चान्नं बुद्धि र्भवति तादृशी** " જેવા પદાર્થો ખાવામા આવશે તેવીજ બુદ્ધિ પણ થશે. હવે અમારા દેશમા અત્યારે દરિદ્રતા વિગેરે અનેક કારણોને લીધે આજે બધાના ભાગ્યમા આ પદાર્થો પૂર્ણ તૃપ્તિ પમાય તેટલા મળતા નથી વળી શાસ્ત્રોક્ત ભોજન વ્યવસ્થાના નિયમો તુટી જવાથી લોકો ઘણુ કરીને ગુણદોષથી અજાણ રહી બજારી પદાર્થોનો બહુધા ઉપયોગ કરવા લાગ્યા છે તેમા પણ વિશેષે કરી નાના બાળકો લાડ પ્યારમા બજારૂ કઇક ખપતી અણખપતી ચીજો લીધા કરે છે કે જે વસ્તુઓ આપણે ન સમજીએ એવી રીતે ધીરે ધીરે જ્ઞાનતતુઓને બગાડે છે.

ઉત્તમ આહારના સેવનથીજ સ્મૃતિ—યાદશક્તિ વધે છે પણ

વિદ્યાર્થીસમુદાય [1]વાસી ભોજન, તેલ, ગોળ, વિગેરે પદાર્થોનાંજ સેવનમાં વધારે પ્રીતિ રાખે છે કે જે તેઓની બુદ્ધિશક્તિને કમજોર કરવામાં ચમત્કારિક ફળ બતાવે છે. હમેશા ભણવાના પરિશ્રમને લીધે મૂર્ત વસ્તુની જે ઘટ પડે છે તે ઉત્તમ ઉત્તમ ખાવાના પદાર્થોદ્વારા પુરી દેવામાં આવવી જોઇએ એ વાતનો તો હમેશા અભાવ જ રહે છે. કેટલાએક એવા દરદીઓ અમારી પાસે આવે છે કે જેઓએ માના ધાવણ સિવાય જન્મ ધરીને બીજુ દુધ જોયુ નથી. આને લીધે બુદ્ધિ શક્તિ પણ ધીમે ધીમે ઘટતીજ જાય છે

બાળક અવસ્થામા ખોટી કથાઓ, ચરિત્રો, વાર્તાઓ, તિલસ્માત, ઉપન્યાસ, લાલન-પાલનના ઉલટા વ્યવહારો, મિત્રોમા અસભ્ય વાર્તાલાપ, ખરાબ રીતરીવાજો, અને આશક-માશુકની ગઝલોના ગાણા એજ વધારે દેખાય છે વળી, બ્રહ્મચર્યનાશક પદાર્થોના ઉપભોગથી તથા જરદો, તમાકુ, બીડીઓ અને માદક દ્રવ્યોથી, પોતાની અવસ્થાની વૃદ્ધિની સાથે સાથે સૃષ્ટિના ક્રમ પ્રમાણે મસ્તકની શક્તિ વધવાની વાત તો દૂર રહી પણ મન ઉલટુ નકામુ અને કમજોર અને ભણવામા અરૂચિકર થઇ જાય છે.

આ રીતે અનેક કારણોથી બુદ્ધિમા હાની પહોચે છે. પરતુ આપણા લોકોનુ જોઇએ એટલુ લક્ષ એને સુધારવા તરફ ન હોવાથી

---

૧ એક વિદ્યાર્થીએ ગુજરાતી અભ્યાસ શરૂ કર્યો હશે ત્યારથી ઇગ્રેજી મેટ્રીકની પરીક્ષા થઇ, ત્યાસુધી હમેશા બાજરીનો ઠંડો રોટલો અને મરચુ તથા છાશ વિગેરે ખાઇને અભ્યાસ કર્યો હતો પ્રથમ બુદ્ધિ ઘણી સારી હતી અને હજુ છે પરતુ તેને ઇગ્રેજી ચોથા ધોરણ પછી માથુ દુખવાનુ દરદ લાગુ પડયુ છે તે હજુ છે આજે તેની ઉમર વર્ષ ૪૦ ના આશરાની છે એક છોકરી ૧૦-૧૭ વર્ષની છે અને હમેશા માથુ દુખવાની ફરીઆદ લાવે છે.

વિદ્યાર્થીઓને પુરેપુરો વિદ્યાભ્યાસ કરવામાં મોટી મોટી અડચણોની સામે થવુ પડે છે, અને ઇચ્છાઓ તો આપણને હમેશાં એમ થાય છે કે આપણાં બાળકો જરૂર થોડાજ સમયમાં સૂગમતાથી વધારે વિદ્યાભ્યાસ કરી શકે. પણ આ વિચાર કેટલે અંશે પાર પડે છે તે સર્વ કોઈ વિચારવાન મનુષ્ય સમજે છે. શારીરિક અને માનસિક ભેદોને જાણ્યા પછી બુદ્ધિના સ્ફુરણ અને સંકુચિત થવાની ઉપર જણાવેલી ઇચ્છામા આવતી અભિલાષાઓમાં આપણે કેટલા સફળ થઈએ છીએ તે વાત પ્રાયઃ અદષ્ટનીજ ગોદમા રહે છે. ઘણાજ થોડા લોકો આ બાબતનુ અનુસંધાન કરવામા તૈયાર થાય છે અને એનુજ આ ફળ છે કે ભારતની બુદ્ધિ શક્તિ ઘટતી જાય છે એવુ માનવામા આવે છે.

## (૧૦)

## વિદ્યાર્થીઓની બુદ્ધિ ઘટવાનાં કારણો વિષે વિદ્વાનોના અનુભવ.

અમે શિક્ષા વિભાગના કેટલાક સુયોગ્ય વિદ્વાનોને આ બાબતમા પુછ્યુ હતું કે "આપનો તે બાબતમા શુ અનુભવ છે ?" તેઓએ કૃપા કરીને અમારી પાસે પોતાના અનુભવાનુસાર બુદ્ધિ ઘટવાના કારણો અને બાળકોની ચાલ ચલગતના સંબંધમા કેટલુંક લખેલુ છે. આવેલી બધી સંમતીનો અહિ ઉતારો આપવાથી લેખ લાંબો થઇ જવાનો ભય રહે છે એથી એક બે માન્ય વિદ્વાનોની સંમતીની નકલ નીચે આપવામા આવી છે અને આશા છે કે આ સંમતી પણ અમારા વાચકોને ઉપયોગી થશે -

(I)

I am in receipt of your letter dated the 23rd ultimo and was right glad to understand that you have at last raised the question which puzzled us so long. I hope you might get more satisfactory answers from men more experienced than myself and those who have specially studied the subject. My attention has long been drawn to the subject but I never took up the point seriously till I received your letter.

There are three questions that you have raised in your letter viz (I) What are the general defects and deficiencies in the mental constitution of the students, (II), Is the development of intellect by means of medicines practicable, (III), and whether I have got further suggestions to make.

(I). When I look at a mass of students and try to anatomise their feelings, I think that leaving aside a few really sharp brains and to every dull ones on the other side, boys sincerely believe that Geometry is a useless burden to them. I take the special case as it clears to us the whole position. Geometry is a science not only intricate in itself but different from the whole of

the remaining course. From the beginning, boys are brought up on lines which little devolop the brains. They are required to learn a number of words, sentences or pages in such a way as to be able to successfully vomit out before the examiner what the teacher tries to put in the class room. The promotion of the boys as well as the teacher depends entirely on the results of the examination. None cares for what will be helpful in the long run or in the world, but the one point of interest is to exact a certain set of numbers from the examiners. Now Geometry has got very little to do with the memory; it has concerns with the intellectual faculties of a man and consequently those who are brought up on the examination system fail to understand anything of it. Their failure is due not to some general defects in the constitutions of their brains but to the fact that they are suddenly required to put aside the traditional method of memory and a serious subject is inflicted suddenly on them which requires quite a different channel for crossing This defect is due to the bad system in which they are brought up and not to anything else so far as I see. If the system is

changed, if teachers learn to take interest in boys and not in the examination results, I hope little complaints will remain for boys about Geometry or kindred subjects which demand keen intellect. In this way both the faculties are lost to the boys, they cannot have sharp brains because their intellectual faculties are not devoloped and they cannot have sharp memories because memory is overtaxed

Another defect is that boys are generally of weak constitution and get weaker as they advance in studies. Leaving aside the special circumstances of difficulties, household work, burden of keeping the family, having double duty to do at one time etc. the boys become weak simply because they have to read too much. From morning upto late at night a number of pages from a set of books are to be gone through and the victim to reading is often confined to one spot except perhaps an hour or two when he goes about for a short walk or to remove necessities. Their sedentariness is what brings in slow death. Constipation, narrowness of chests and soft brains are all due to this. There is nothing in their course which might excite their

curiosities, which might require them to think and to wander about in open air. In the vacations they do not go about for Travelling either because the spirit is not put into them or they become too lazy after the hard and tiresome work, of preparations for examination.

(II). Though the human mind is so strong that it can manage to find out remedies where none exist, yet I belive that medicine cannot come to the rescue of the students except in one case.

The majority of defects are defects of the method of imparting education and not of the weakness of the intellect, so medicine will go little way. But to the slackening of its nerves on account of certain abuses, the medicine can have some effects while the complaint is yet fresh. Early marriages and corrupt practices common among un-looked-after boys leave their marks on the brain which in their first stages can be strengthened only by a slow well-regulated process of devolopment by the systematic use and exercise.

(III) As regards suggestions I have very little to say. If healthy habits are inculcated;

if boys are aroused to take to active habits; if wholesome literature be produced to exite their curiosities in what nature offers them for enjoyment and admiration; if less of memory and more of thinking are required by the teachers; if, in short, knowledge be imparted to them to give them the sense of what is useful to them and what is injurious and if they be asked to have a right ideal and make trials to obtain it, great defect working at present will disappear by themselves and if early marriages be stopped, the doctor will have to care only for a few cases among students. 6th April 1912.

**એક માસ્તર** આ વિષયમા મારા પત્રના ઉત્તરમા લખે છે:–

"આપનો ૨૨ મી માર્ચ સને ૧૯૧૨ નો પત્ર મળ્યો છે, અને હુ જાણીને ઘણો ખુશી થયો છુ કે આપે અતમા એવી એક વાત ઉપાડી છે કે જેમા અમે ઘણા વખતથી ચક્કરમા હતા. મને આશા છે કે મારાથી વધારે અનુભવી માણસો આપને આ બાબતમા વધારે સતોષદાયક ઉત્તર આપશે. આ વિષયમા મારૂ ધ્યાન ઘણા વખતથી હતું, પરંતુ આપનો પત્ર આવતા પહેલા વિશેષ લક્ષ નહોતું. આપના પત્રમા ત્રણ પ્રશ્નો ઉઠાવ્યા છે.

(૧) વિદ્યાર્થીઓના મસ્તકમા શુ નિર્બળતા અથવા ન્યુનતા છે?

(૨) ઔષધોથી બુદ્ધિ વધી શકે છે કે કેમ ?

(૩) હુ કાઇ સલાહ આપી શકુ એમ છે. કે નહિ ?

ઘણા વિદ્યાર્થીઓ ઉપર ધ્યાન આપવાથી જણાય છે કે કેટલાક તેજ દીમાકવાળા અને કેટલાક બીલકુલ મન્દ વિદ્યાર્થીઓને છોડીને બાકીના છોકરાઓ ભૂમિતિને નકામો બોજો સમજે છે હું એક વિશેષ વિષય લઉં છું કે જેથી બધી વાત સ્પષ્ટ સમજવામાં આવી જાય.

ભૂમિતિ ( Euclid ) એક એવો પેચી વિષય છે કે જે બીજા ભણવાના અન્ય વિષયો કરતાં તદન જુદોજ છે. શરૂઆતથી છોકરાંઓને એવી રીતે ઉછેરવામા આવે છે કે, જેથી તેમની બુદ્ધિ વધી શકતી નથી. તેઓને કેટલાક શબ્દ, વાક્ય, પૃષ્ઠો એવી રીતે યાદ કરવાં પડે છે કે પરીક્ષા વખત એકદમ બોલી જવાય. છોકરાઓની અને શિક્ષકોની ઉન્નતી પરીક્ષા ઉપર જ આધાર રાખે છે, પણ કોઇને એ વાતની પરવા નથી પડી કે અ તમા તે શુ કામ આવવાનુ છે. બસ, ગમે તે રીતે પરીક્ષક પાસેથી પાસ થવા યોગ્ય માર્ક મેળવવા એજ લક્ષ્ય હોય છે હવે ભુમીતીમા યાદ કરવા માટે ગોખી મારવાનુ ઘણું ઓછુ છે. એનો સંબધ મનુષ્યની માનસિક શક્તિઓ સાથે છે આથી જેઓને પરીક્ષાને માટે તૈયાર કરવામા આવે છે તેઓ નાપાસ થાય છે, અને એ નિષ્ફળતાનો મબધ મગજ સાથે નથી, પણ તેઓને જે રીતે શીખવુ જોઈએ એનાથી ઉધી જ રીતે કામ કરવુ પડે છે. તેઓને જે ખરાબ કઢગી રીતે શીક્ષણ મળે છે તેનો આ દોષ છે જો કદી આ રીત બદલી નાખવામા આવે અને પરીક્ષકો ભણનારાઓનાં હિતનો વિચાર કરે અને પરીક્ષાના પરિણામ ઉપર જ કેવળ ધ્યાન ન રાખે તો હુ આશા રાખુ છું કે ભૂમિતિ અને એવા બીજા વિષયોમા આ જાતની ફરીઆદો સાભળવી પડશે નહિ. અત્યારની રીતમાં તો નથી છોકરાઓના મગજ તેજ થઈ શકતાં કે નથી તેઓની સ્મરણ શક્તિ તેજ થઈ શકતી, કારણકે એના ઉપર વધારે જોર પડે છે.

બીજી ખોટ એ છે કે, ઘણું કરીને છોકરાંઓ કમજોર હોય છે અને જેમ જેમ આગળ વધતાં જાય છે તેમ તેમ વધારે કમજોર થતાં જાય છે. છોકરાઓને મુખ્ય મુખ્ય કષ્ટોની સાથે પણ ઘરના કામ કરવાં વિગેરે બે બે કામ કરવાની સાથે વધારે ભણવુ પડે છે. તેથી પણ ઘણું કરીને કમજોર થઇ જાય છે. સવારથી સાંજ સુધી ઘણાં પાના ઘણાં પુસ્તકોમાથી ભણવા પડે છે અને વળી ભણનારાઓને એક જ ઠેકાણે બેસી રહેવાનુ છે. કેવળ એક બે કલાક હવા ખાવા અને જરૂરના કામકાજ કરવા જાય છે. આવી રીતે એક ઠેકાણે બેસી રહેવાથી પણ વહેલુ મોત આવે છે. ક્ષયવાળા, સાંકડી છાતીવાળા, માથાની નબળાઇવાળા, એ બધુ આ કારણોથી જ થાય છે. એ લોકોને ભણવાના પુસ્તકોમાથી કોઇ એવી વાત જ મળતી નથી કે જેથી તેઓને આશ્ચર્ય સાથે વિચારવુ પડે અથવા ખુલ્લી હવામા બહાર જવુ પડે. છૂટ્ટીના દીવસોમાં પણ છોકરાઓ ફરવા નિકળતા નથી. કેમકે એક તો તેઓમા એટલો ઉત્સાહ હોતો નથી, અને વળી ઓછામાં પુરૂ પરીક્ષાની તૈયારી માટે સખ્ત મહેનત કરવી પડે છે, તેથી થાકી જાય છે જો કે મનુષ્યની બુદ્ધિ (મગજ) એવી દૃઢ છે કે જ્યા કોઈ ઉપાય ન હોય ત્યા પણ તે ઉપાય શોધી કાઢે છે, તો પણ મને વિશ્વાસ છે કે વિદ્યાર્થીઓમા થોડા અપવાદ શીવાય બાકીનાની બુદ્ધિનો સુધારો ઔષધોથી થશે નહિ, કારણ કે ઘણીખરી ન્યૂનતાઓ તો ભણાવવાના ઢગની છે, કાઇ બુદ્ધિની નિર્બળતાની નથી, અને આવી દશામાં ઔષધો ઘણો જ થોડો ગુણ કરશે. પરતુ જ્યા મગજની કમજોરી નથી અને ઇન્દ્રિયોના દુરુપયોગથી નસો કમજોર થઈ ગઇ છે ત્યા રોગ નવો હોય તો દવાઓ અસર કરે છે.

લગ્ન નાની ઉમરમાં કરવાનો રીવાજ છોકરાઓના ખરાબ

સ્વભાવ ઉપર તથા તેઓનાં મગજ ઉપર પણ ખરાબ અસર કરે છે; જો કે શરૂઆતમા કોઈ પ્રભાવશાલી ઔષધથી દુર થઈ શકે છે. તે સીવાય સાધારણ કમજોર બુદ્ધિ કેવળ નિયમિત કસરત અને બુદ્ધિના તથા ઇન્દ્રિયના સદુપયોગથી ઠીક થઈ જાય છે.

સલાહની બાબતમાં હું ઘણું થોડુજ કહી શકું છું. જો સારો સ્વભાવ નાખવામાં આવે, છોકરાઓ ચંચળ હોય, અને જો તેની સ્મરણશક્તિને ઉત્તેજિત કરવા માટે સારા સારાં પુસ્તકો આપવામાં આવે કે જેથી પ્રકૃતિની પ્રશસા તરફ તેઓની રૂચી વધે, જો સ્મરણશક્તિને થોડી મદદ આપીને શિક્ષકો વિચાર શક્તિનો ઉપયોગ વધારે કરે કે ટુકામા આવશ્યક અને હાનિ કરનાર વિષયોનુ તાત્પર્ય સમજાવી દે અને છોકરાઓનુ ધ્યાન ઠીક હોવાની પરીક્ષા કરતા રહે, તો ઘણી ન્યૂનતાઓ કે જે હમણા દેખાય છે તે દુર થઈ શકે અને જો બાળ-લગ્ન બધ કરી દેવામા આવે તો વૈદ્યોને ઉપાય કરવા માટે ઘણા જ થોડા વિદ્યાર્થીઓ મળી શકશે." તા. ૬ એપ્રીલ ૧૯૧૨.

( II )

I am glad to acknoweledge the receipt of your letter. Yes, the mental and physical constitution of Indian youths is very sickly and you will do a great service to your countrymen and earn the blessings of Indian parents, if you will be able to discover some remedy to improve the health of their body and their minds.

So far as I have been able to observe the defects in the mental constitution are six.—

(i) They absolutely lack the natural inquisitiveness, a desire to know and enquire about new things, which they meet with daily.

(ii) Loss of memory, which hardly enables them even to cram, after hard drudgery, what an ordinary body boy would learn with little trouble.

(iii) Bluntness of intelligence. They are exceedingly dull of understanding and can hardly follow reasoning of an argument, or 'why' and 'wherefore' of a thing.

(iv) Incapability of working hard.

(v) Their minds are impressionless. This may, however, be due to a lack of memory.

(vi) Want of concentration of mind. They are absolutely incapable of concentrating their mind whether the subject be one of study or, of argument.

As regards their physic they are mostly short statured of thin-built and stunted growth, which may all be due to too-early marriages, ill-feeding and general poverty of the masses. The constitution of the majority of boys is syphilitic and I know some cases of boys of very

tender age, who were found suffering from *syphilis* and *gnorohea* which possibly have been hereditary. Not a few boys, at least 30 per cent, suffer from *Gunj*.

The medicines must be cheap, if it is intended to be used by public at large, so as to be within the reach of all.

If you require any further information, it will be most cheerfully given.

*7 April 1912.*

**એક બીજા શિક્ષક** લખે છે તેનો ભાવાર્થ—

"આપના પત્રની પહોચ લખતાં મને ઘણો આનંદ થાય છે. ખરી રીતે જોતા ભારતીય યુવાનોની માનસિક અને શારીરીક સ્થિતિ ઘણી જ રોગી છે. જો આપ કોઈ એવુ ઓળખ શોધી કાઢવામાં સફળ થયા હો કે જેનાથી તેઓના શરીર અને મગજ આરોગ્ય થઈ જાય, તો આપ જરૂર આપણા દેશ બાધવો અને માતાપિતાઓ ઉપર મોટો ઉપકાર કરી શકશો જ્યા સુધી હુ સમજ્યો છુ ત્યા સુધી મગજની ખામીઓ છ જાતની હોય છે. જેમકે:—

(૧) વિદ્યાર્થિઓમાં સ્વાભાવિક જિજ્ઞાસા—જાણવાની ઈચ્છા બિલકુલ નથી, એટલે કે નવી વાર્તા જાણવી અને એ બાબતમા પુછવું કે જેથી તેઓને નિત્ય નવુ જ્ઞાન મળી શકે તે ઈચ્છા નથી.

(૨) સ્મરણશક્તિની ન્યુનતા છે, એટલે કે સાધારણ છોકરાઓને થોડી મહેનતે યાદ કરી શકે તે વાતો બહુ વખત રહેવા છતા પણ તેઓ યાદ કરી શકતા નથી.

(૩) બુદ્ધિનું જાડાપણું. આવા છોકરાઓ ઘણા જ બુદ્ધિહીન હોય છે અને કોઈ વાતનું કારણ ન સમજે તો બસ નથીજ સમજતા.

(૪) સારો પરિશ્રમ કરવાને માટે તેઓ લાયક નથી. થાકી જાય છે.

(૫) તેઓના મસ્તિષ્કમા પ્રભાવ નથી હોતો અને એને લીધે જ વખતે સ્મરણશક્તિનો અભાવ હોય છે.

(૬) તેમના મગજ સ્થિર નથી રહેતા, તેઓ બિલકુલ સ્થિર ચિત્ત નથી રહી શકતા, ચાહે તેઓ યાદ કરે અથવા ગોખે, પણ શરીરની દશા એવી છે કે તેઓ આકારમા નાના, પાતળા, અને બીલકુલ વધી ન શકે એવા હોય છે. એ બધા બાળલગ્ન, મિથ્યા આહાર વિહાર અને ગરીબીના પરિણામ છે. ઘણા ખરા છોકરાંઓની શરીર સ્થિતિ ગરમીના ઉપસર્ગવાળી ( Syphilitic ) જોવામાં આવે છે. અને કેટલાક છોકરાઓને તો મે ઘણી નાની ઉમરમા ગરમીથી દુખ પામતા જોયા છે, કે જે ઘણુ ખરૂ વારસામાથી પ્રાપ્ત થએલ હોય છે. થોડા નહિ પણ ઓછામા ઓછા સે કડે ૩૦ છોકરા ગુહ્ય દર્દોથી પીડાય છે.

જો આપનુ બુદ્ધિવર્ધક ઔષધ જનસમાજને માટે હોય તો સસ્તું હોવુ જોઇએ કે જેથી સર્વ લાભ લઇ શકે જો આપને વધારે સુચનાની જરૂર હોય તો અવશ્ય આપવામા આવશે.

તા ૭ મી એપ્રીલ ૧૯૧૨

(III)

Sir,

I felt deep pleasure in reading your letter purporting to invite the opinions of the teachers as to the desirability or otherwise of your noble undertaking of the manufacture of a medicine to sharpen the dull brains and to give nutrition to the delapidated ones.

2. It is difficult to ascertain the dulness or sharpness of a student's intellectual faculties before he is at least 15 years old by which time his powers develop and hence the administration of such medicines would not only be usless but oven harmful in many cases.

3. Pupils of 15 and above generally suffer from weak, or dull brain. In some it may be in born, but in most it is due to their falling into evil ways and not taking necessary precaution and proper food.

4. In my opinion the manufacture of the sort of medicines contemplated by you would be a boon to the student community and all those who are engaged in literary pursuits.

5. As to the general character of the ingredients of such a medicine it may be broadly observed here that it should contain such things which are calculated to strengthen the brain nerves, stimulate working energy, promote digestion, purify and produce blood, and thicken, increase, and stop the flow of semen. At the same time there should be nothing which would cause undue excitement either mental or physical.

The effect of the medicine should be slow but steady and permanent.

6. The above observation is based upon the fact that in spite of all the endeavours on the part of the teachers and parents, students take to bad habits such as masturbation, and a host of the similar sort from which the student community suffers.

7. The price of the medicine to be within the easy reach of an average student should not be more than Rs. 2/ for a month.

8. If I am informed that my suggestions have received your kind attention I shall be highly obliged.

**એક ત્રિજા શિક્ષકનો** ઉત્તરઃ-તેનો ભાવાર્થઃ—

(૧) જે છોકરાઓના મગજ મન્દ હોય છે તે તેજ બનાવવાની દવા માટે અને મન્દ પડેલી બુદ્ધિને પોષણ દ્વારા વિકસીત કરવા માટે શિક્ષકોના અભિપ્રાય માગતો તમારો કાગળ વાંચવામા મ્હને અતિશય આનદ પ્રામ થયો

(૨) જ્યા સુધી વિદ્યાર્થીની ઉમ્મર ૧૫ વર્ષની ના થઈ હોય ત્યાં સુધી તેની બુદ્ધિ તેજ છે કે મન્દ તે જાણવુ મુસ્કેલ છે. ૧૫ વર્ષ પછી જ તેની બુદ્ધયાત્મક શાક્તઓ ખીલે છે અને તેથી તે વયની અંદરના બાળકોને બુદ્ધિ વધારવાની દવા આપવી એ કેવળ નિરૂપયોગી થઇ પડશે એટલુ જ નહિ પણ કેટલાક કેસમા તે હાની-કારક પણ થઇ પડે.

(૩) પંદર અને તેથી વધુ ઉમ્મરના વિદ્યાર્થીઓમાંના જે ઘણાખરાઓના મગજ મન્દ અને નબળા હોય છે, તેમાંના કેટલાકે તો તેનો વારસો મેળવેલો હોય છે અને કેટલાક કેસમાં ખરાબ સંગતમા પડવાથી જરૂર પડતા સાવચેતીના ઉપાયો નહિ યોજવાથી અને યોગ્ય ખોરાકની ગેરહાજરીને લીધે હોય છે.

(૪) મ્હારા મત પ્રમાણે જે ઔષધ–પ્રયોગ માટે તમો સૂચવો છો તે વિદ્યાર્થી કોમને અને વિદ્યા–સાહિત્ય–સેવકો, એ સર્વને એક આશિર્વાદરૂપ થઇ પડશે.

(૫) જે વસાણા મગજના જ્ઞાનતંતુઓને બળ આપતાં હોય, કાર્ય–ઉત્સાહને ઉત્તેજક હોય, પાચન શક્તિ વધારનાર હોય, સ્વચ્છ રક્ત ઉત્પાદક હોય, અને વીર્યપાત અટકાવી તેને વધારી ઘટ્ટ કરનાર હોય તે વસાણાજ બુદ્ધિવર્ધક દવાની બનાવટમા હોવા જોઇએ, અને કોઇ પણ વસાણુ એવુ ન હોવુ જોઇએ કે જે માનસિક કે શારીરિક શક્તિઓને ગેરવ્યાજબી રીતે ઉસ્કેરનાર હોય. આ બાબત ઉપર પૂરતુ લક્ષ આપવુ ઘટે છે ભલે તેવી દવાની અસર ધીરે ધીરે થાય પણ તે નિર્ભય, નિશ્ચિત અને ચિરકાળી હોવી જોઇએ.

(૬) ઉપલુ અવલોકન મ્હે એ મુદ્દા ઉપર કરેલુ છે કે, શિક્ષકો અને માબાપોના સર્વ પ્રયત્નો છતા વિદ્યાર્થીઓ હસ્તક્રિયા અને એવી ઘણી ખરાબ ટેવોમા ફસાઇને આખરે દુખી અવસ્થા ભોગવતા નજરે પડે છે

(૭) દવાની કિમત એવી રાખવી કે જેથી સર્વ સાધારણ મનુષ્યો તેનો ઉપયોગ કરી શકે, એટલે એક માસની દવાનુ ખર્ચ રૂા ૨ થી વધુ ન હોવુ જોઇએ

(૮) આ મ્હારી સૂચનાઓએ તમારૂ લક્ષ ખેચ્યુ છે એમ મ્હને જણાવવામા આવશે તો હુ તમારો અતિ ઉપકાર માનીશ.

**ઉપલા વિચારોનો ન્યાયઃ**—અમે કેટલાક અંશોમા આ વિચારો સાથે મળતા આવીએ છીએ. આપણે માનવુ પડશે જે, આપણે આપણાં બાળકોને શિક્ષણ માટે પાઠશાળાઓમા મોકલી નવિન પ્રચલિત થયેલી શિક્ષણ શૈલીઓનો આશ્રય કરીએ છીએ, વળી ઘેર અભ્યાસ કરાવવા માટે ખાનગી પગારો આપીને માસ્તરો પણ રાખીએ છીએ, ભણાવવા માટે નક્કી થયેલા પુસ્તકો પણ મગાવીએ છીએ, ઉપરાત એ લોકો પોતાનો વધારે વખત પાઠશાળામાજ કાઢે એ ઉપર પણ વધારે ધ્યાન આપવામા આવે છે. છતા પણ આપણા દેશમા આજકાલ પાછલા થોડાક વર્ષો થયા દરેક જાતનો પ્રયત્ન કર્યા છતા વિદ્યાના લાભમા કાઇની કાઇ ખામીઓ દેખાય છે. એનુ કારણ એ જ છે કે, આજે પ્રથમથી જ એ બાબત ઉપર ધ્યાન આપવામા આવતું નથી કે બાળકોનુ મગજ વિશેષ પરિશ્રમ કર્યા વિના પણ સરલતાથી વિદ્યાને ધારણ કરી શકવાને તૈયાર થયેલુ રહે. આપણે આ બાબત તરફ બીલકુલ અજાણ્યા જેવાજ થઇ રહેલા છીએ કાયમ ઘર કરીને રહલી બુદ્ધયાત્મક શક્તિ ( Mental Power ) ની શિથિલતાને માટે કાઇ જ પ્રબધ કરવામા આવતો નથી. અને તે એક એવુ કારણ છે કે, જેથી આપણે ચાહિએ છીએ છતા પણ વધારે વિદ્યા મેળવવામાં અન્ય દેશોની પેઠે આપણે સફળ થઇ જ શકતા નથી. આપણે ત્યા આજે વિદ્યા ભણાવવા માટે જે જે પદ્ધતિઓનુ અવલબન કરવામા આવે છે તે બધુ ઘણું કરીને કેવળ બાળકોના મગજમાં જ્ઞાન ઠાસી ઠાસીને ભરી દેવાની મહેનતરૂપ થાય છે, તેઓનુ મગજ પોતાની મેળે સમજી લેવાને યોગ્ય બને એવુ થતું નથી. પણ, હવે ભગવાનની કૃપાથી આપણી પ્રજાપ્રિય બ્રીટીશ સરકારના રાજ્યમાં બુદ્ધી ખીલવવા માટેની જબરદસ્તીની રીતિઓ દૂર થઈ પોતાની મેળે જ બુદ્ધિ ખીલે અને અધિક અધિક ધારણા શક્તિ બને એવી કેટલીક આધુનિક શિક્ષા પદ્ધત્તિઓ દાખલ થવાની આશા રહે છે

ખરી, છતાં પણ જન્મકાળથી જ અથવા **કુટેવો**થી ઘટી ગયેલી બુદ્ધયાત્મક શક્તિ તો એ રીતીઓથી પણ વધી શકતી નથી.

માસ્તરો બાળકોને ભણવાના વિષયો કેવળ સમજાવી તો દે છે, પરંતુ તેઓના મગજમાં ઠસાવી શકતા નથી. એને માટે તો વિદ્યાર્થીઓના મગજને જ જવાબદાર ગણવામાં આવે છે, તે એ કે તેઓને જેટલુ સમજાવવામાં આવે તેટલું ધારણ કરવાની શક્તિ તેઓમાં હોવી જોઇએ, પણ તેનો મુખ્ય આધાર તો કેવળ તેઓની શારીરિક અવસ્થા અને બુદ્ધયાત્મક સ્થિતિ ઉપર રહે છે. શિક્ષક તો કલાસમાં બધા વિદ્યાર્થીઓને એક સરખુ જ બધુ સમજાવે છે, પણ સાભળવાવાળા તેને એક સરખુ ધારણ કરતા નથી, તેમ બધાને બધું કહેલું યાદ પણ રહેતું નથી. આનુ કારણ શુ ? ખરી વાત એમ છે કે, બધાની બુદ્ધિ, સ્મરણશક્તિ, ભાવના, અને મનીશા શક્તિ, પુષ્ટ થવા માટે આહાર, વીર્ય રક્ષા, સત્સગ, અને ગર્ભ સમયના માતાના આહાર વિહાર, વિચારો, એ સર્વ વાતો સર્વને એક સરખી રીતે મળેલા હોતા નથી. અમારા પરોપકારી ઋષિઓએ આયુર્વેદ શાસ્ત્રોદ્વારા બતાવ્યુ છે કે, અમુક ભિન્ન ભિન્ન કારણોથી માણસોની બુદ્ધયાત્મક શક્તિમા અ તર પડ્યા કરે છે, અને યોગ્ય પ્રતીકાર થવાથી એમા થાડો ઘણો ફેરફાર પણ કરી શકાય છે, પરતુ આપણે તે તરફ ધ્યાન આપ્યા સીવાય ઉલટા આપણી ખોટી દિનચર્યાઓથી બુદ્ધિની તીવ્રતાને નષ્ટ કરીએ છીએ.

મારે દુ ખ સાથે કહેવુ પડે છે કે, આપણું ચાલચલણ અને આહાર વિહારનુ વર્ત્તન એટલુ બધુ બગડી ગયુ છે કે, જેથી આપણે આપણા સ તાનોની ધારણા શક્તિને હમેશ બગાડયા કરીએ છીએ, અને કદી આપણે **किं कर्तव्य मूढ** ની પેઠે એને સુધારવા તરફ ધ્યાન નહીં આપીએ તો નિશ્ચય છે કે, આપણને એક દિવસ વિદ્યાના સબ'ધમા આજથી પણ વધારે હાનિ સહન કરવી પડશે.

# ઉપસંહાર.

## ( ૧ )

બુદ્ધિ વધારવાના ઉપાયોના વિષયમાં કોઇ સ્થાપિત નિયમ કે સિદ્ધ વ્યાખ્યા ન હોવાથી, એમ કહેવુ તો કઠણુ છે કે, બુદ્ધિનુ પરિમાણુ અમુક અમુક ચિન્હો ઉપરથી જ માલુમ પડી શકે, અથવા અમુક અમુક માણુસોમા બુદ્ધિ જોઇએ એના કરતાં ઓછી છે. પરંતુ બુદ્ધિને તીવ્ર કરવામા સફળતા મેળવવી, એ એટલું બધુ કઠિન નથી. હિન્દુઓના આદર્શ ગ્રંથ "**चरक संहिता**"[1] માં લખ્યુ છે કે'-

> **धी धृति स्मृति विभ्रंशः संप्राप्तिः काल कर्मणां ।**
> **असात्म्यार्थागमश्चेति ज्ञातव्या दुःखहेतवः ॥**
> **विषमाभिनिवेशोयो नित्यानित्ये हिताहिते ।**
> **ज्ञेयः स बुद्धिविभ्रंशः समं बुद्धिर्हि पश्यति ॥**
>
> **शारीरस्थान अ. १ श्लोक ९७.**

બુદ્ધિ ( નિશ્ચયાત્મક અંત.કરણુ વૃત્તિ ) ધૃતિ અને સ્મૃતિનો નાશ, દુષ્ટ કાળ અને કર્મની સપ્રાપ્તિ ( જમાનો અને કર્મમા ફેરફાર ), તથા અસાત્મ્ય અર્થ ( અનુકુળ નહી એવા ઇન્દ્રિયોના વિષયો ) નો આગમ, એ બધા દુ.ખના કારણુો છે નિત્ય ( અનાશવત ), અનિત્ય ( નાશવત ) તથા હિત અને અહિતની બાબતમા વિષમ રીતિથી

---

૧ ચરકસહિતાનુ શારીર સ્થાન બધુ વાચવા જેવુ છે, તેમા પણ પહેલો અધ્યાય સમજીને વાચવા જેવો છે, તેમા પણ શ્લોક ૯૬ પછીનો વિષય-બુદ્ધિભ્રશ, સ્મૃતિભ્રશ, ધૃતિભ્રશ, પ્રજ્ઞાપરાધ, વિગેરેના લક્ષણો ખાસ વાચવા જેવા છે વૈદ્યકના સસ્કૃત ગ્રથોનો સંપૂર્ણ આશય સમજી શકે એવા જ્ઞાનવાળાઓએ તે જરૂર વાચવુ, એવી મારી વિનતી છે

**અમૃતલાલ.**

એટલે ખોટી રીતે–ઉલટી રીતે–આગ્રહ બંધાવનારો જે હેતુ તેનું નામ બુદ્ધિભ્રંશ એટલે બુદ્ધિનો નાશ. પરંતુ,

**भेदात् कार्येन्द्रियार्थानां बह्व्यो वै बुद्धयः स्मृताः ।**
**आत्मेन्द्रिय मनोऽर्थानामेकैका सन्निकर्षजा ॥**

**–चरक–**

કાર્ય, ઇન્દ્રિય, અને અર્થોના ભિન્ન ભિન્ન ભેદ હોવાથી બુદ્ધિ પણ અનેક પ્રકારની છે; જેથી વિશેષ પ્રકારથી જોયા કર્યા શીવાય એકાએક સાધારણ ચિન્હો ઉપરથી અનુમાન કરી લેવાથી વખતે ભ્રમકારક થઈ પડે છે. જે લોકો આ બાબતમા પોતાની અટકળ લગાવ્યા કરે છે તેમા ઘણો સંભવ એવો છે કે તેઓ વાસ્તવિક જ્ઞાનની નજીક પહોચતા નહિ હોય.

જો કે આ બાબતમા ચોકખે ચોકખુ સમજાવી દેવાનો હમણાં વખત નથી, કારણ કે હમણા આ વિષયની શોધની શરૂઆત છે, પરંતુ સમય પાસે આવ્યો છે અને અમારી આશા વધતી જાય છે. અમે આમાં સફળ થઇ જનસમાજની સેવામા જરૂર આ મહત્વના પ્રશ્નને સમર્થિત કરવા શક્તિમાન થઇશુ, છતા પણ આજકાલ આ સંબંધમા બુદ્ધિનુ પરિમાણ જાણવા માટે અનેક અનુભવી વિદ્વાનોએ જે અનેક સિદ્ધાંતો સ્થિર કરેલા છે તેમાથી જે કાંઈક વિશેષ ધ્યાન આપવા જેવા છે તે સિદ્ધાન્તોને અહીં અમારા વાચકોની સેવામા નિવેદન કરવાથી તેઓને તે રૂચિકર થશે, એવી આશા છે. બુદ્ધિની મંદતા, ખામીઓ તથા અપૂર્ણતાઓ નીચે પ્રમાણે છે:—

(૧) કોઈ વાત સમજવામાં જ ન આવે; (૨) સમજાવી દીધેલી વાતો પણ પાછી તેજ વખતે યાદ ન રહે, (૩) એકવાર અનુભવ કરેલી વાતો પણ કાળાંતરે સ્મરણમાં ન આવે; (૪) તર્ક વિતર્ક કરવાની અને વિચારવાની શક્તિ ન હોય; (૫) સ્પષ્ટ બોલી

શકાતું ન હોય; (૬) શુદ્ધ ઉચ્ચારણ થઇ શકે નહીં, (૭) મન બહુજ ચંચળ રહેતું હોય, (૮) મનમાથી પોતાની મેળે કોઇ નવી વાત પેદા થતી ન હોય; (૯) સ્મૃતિ, ધી, મેધા, અથવા ધારણા ઓછી હોય કે નજ હોય, (૧૦) ચાલતી કીંડરગાર્ટનની રીતથી શીખવ્યા છતાં પણ બુદ્ધિમા જરૂરનો લાભ જણાય નહિ, વગેરે. આ બાબતમાં હજુ ઘણી મહત્વની વાતો જાણી લેવાની જરૂર છે અને મને આશા છે કે અનુભવી વાચકગણ આ તરફ ધ્યાન આપી એ ખામીઓને પુરી લેશે.

( ૨ )

## બુદ્ધિ વધારવા માટેના બે માર્ગ.

હવે, બુદ્ધિ વધારવા માટે અમારા આચાર્યોએ બે માર્ગનુ અવલબન કરવા કહેલુ છે, તે બે માર્ગ નીચે પ્રમાણે છે—

**પહેલો ઉપાય**—સ્વાભાવિક બુદ્ધિનો વિકાસ કરવો એટલે ખીલવવી. સારા સારા સસ્કારોથી સતસગતથી, પઠન–પાઠનથી, ગુરૂ સેવાથી, અને શાસ્ત્ર જ્ઞાનથી આ વાત થઇ શકે છે. વળી કહેલું પણ છે કે—

**सतताध्ययनंवादः परतंत्रावलोकनं।**
**सद्विद्याचार्यसेवा च बुद्धिमेधाकरोगणः॥**
**आचार्य पुस्तक निवास सहाय्य वल्लभा।**
**बुद्धयास्तु पंचपठनं परिवर्धयन्ति॥**
**आरोग्यबुद्धिविनयोद्यमशास्त्रसेवा।**
**पंचान्तराः पठनसिद्धिकरा भवन्ति॥**

"નિરતર અધ્યયન, કથા વાર્તા, અન્ય તત્રોનું એટલે શાસ્ત્રનું અવલોકન અને સદ્વિદ્યાવાળા આચાર્યની સેવા એ સર્વ બુદ્ધિ વધારનારાં છે. એમાં પણ યોગ્ય ગુરૂ, જરૂરના પુસ્તકો, પાઠશાળા, દ્રવ્ય, અને પ્રીતિથી ભણાવનાર, આ પાચ પદાર્થો તો બુદ્ધિને વધારનારા છે;

અને આરોગ્ય એટલે શરીરની નિરોગતા, બુદ્ધિ એટલે તીવ્ર સ્મરણ શક્તિ, વિનય એટલે ગુરૂની સેવા-સુશ્રુષા, ઉદ્યમ અને પ્રીતિથી ભણવું, એ પાંચ બુદ્ધિને સહાય કરવાવાળા પદાર્થો છે." આ પહેલો ઉપાય-એટલો બધો મહત્વનો છે કે એની સહાય લીધા વિના સ્વાભાવિક બુદ્ધિ પોતાનો વિકાસ કરીજ શકતી નથી, પણ ઉલટી નષ્ટ થઈ જાય છે.

**બીજો ઉપાય**—ઔષધોના પ્રયોગનો છે, કે જેઓને માટે આ નિબંધ લખવામા આવ્યો છે. ગર્ભ સમયમાં માતાના દોષથી અને જન્મ પછી બુદ્ધિનો હ્રાસ કરવાવાળા અનેક આહાર વિહારોના સેવનથી શિથિલ થયેલી બુદ્ધિને તીવ્ર કરવા માટે આ પ્રયોગોની જરૂર છે, અને તે સાયેજ બુદ્ધયાત્મક શક્તિને વધારે સતેજ કરવા માટે તથા પુષ્ટ કરવા માટે પણ વનૌષધિનો પ્રયોગ જરૂરનો છે. આ ઉપાય પણ બહુજ લાભ કરનાર છે એથી સ્વાભાવિક બુદ્ધિ વધે છે અને શિથિલતા કરવાવાળા કારણોનો પ્રતીકાર થઇ શકે છે, અને એટલા માટે અભ્યાસની સાયેજ આ દવાઓનુ સેવન કરવુ એ આવશ્યક ગણવામા આવે છે.

વનૌષધો દ્વારા બુદ્ધિ શક્તિ વધારવાનો પ્રયત્ન આરંભતા પહેલાં જે કારણોથી બુદ્ધિમા હ્રાસ ( ઘટાડો ) થયો હોય અથવા થતો હોય તેને દૂર કરી પછી દવાઓથી પ્રથમ ઉપચાર કરી તે પછી આયુર્વેદમાં બુદ્ધિ વધારવાવાળા જે પ્રયોગ કહેલા છે તેનો તથા *રસાયન પ્રયોગમાથી કોઈ એકનો, પ્રકૃતિ, સમય, અવસ્થા, અને કારણો વિગેરેનો વિચાર કરી, આવશ્યકતા પ્રમાણે પ્રયોગની શરૂઆત કરી તે પ્રયોગ ચાલુ રાખવો —

મારા પોતાના અનુભવ પ્રમાણે આજકાલ બુદ્ધિ વધારવા માટે સાધક પિત્તની શક્તિને વધારવી જોઇએ. મગજને પુષ્ટ કરી દેવુ અને

---

*આ પુસ્તકના બીજા ભાગમા તેનુ વર્ણન આપવામા આવ્યુ છે.

ઓજ ધાતુને વધારવાના ઉપાયો કરવા જોઇએ. કદી પાચક પિત્તની શક્તિ નબળી હોય તો તેને પણ ઠીક કરવી જોઇએ. આ ઉપાયોથી મેધા શક્તિ વધી જશે. કોઇને કાંઇ નિર્બળતા હોય અથવા કોઇ અંગ પ્રત્યંગમાં પ્રફુલ્લતા બરાબર ન આવી હોય તો રસાયન ઔષધનું સેવન કરાવવું. *રસાયન ઔષધોનો પ્રચાર કેવળ અમારા આયુર્વેદની ચિકિત્સા પ્રણાલીમાં જ છે. અમારા શાસ્ત્રોમાં એની ઘણી પ્રશંસા લખેલી છે. તત્વજ્ઞોએ આ વનૌષધોના મિશ્રણો બહુજ સાદા અને સૂક્ષ્મ વિચારથી કર્યા છે. ચરક સંહિતાના ચિકિત્સા સ્થાનના પ્રથમ અધ્યાયમા લખ્યુ છે કે:—

**दीर्घमायुः स्मृतिं मेधामारोग्य तरुणं वय: ।**
**प्रभावर्ण स्वरोदार्यं देहेन्द्रिय बलं परं॥**
**वाक्सिद्धिं प्रणतिं कान्ति लभतेना रसायनात् ॥**

**ભાવાર્થ**—માણસ રસાયનથીજ દીર્ઘ આયુષ્ય, સ્મરણશક્તિ, મેધા, આરોગ્યતા, તરુણ અવસ્થા, પ્રભા, વર્ણ, સ્વરની સ્પષ્ટતા, દેહ અને ઇંદ્રિયોમા ઉત્તમ બળ, વાક્સિદ્ધિ ( વાણીનો પ્રભાવ ) પ્રણાત અને કાતિ મેળવી શકે છે ખરૂ જોતા *રસાયન ઔષધોથી એવાજ ગુણો થાય છે. (ઔષધ પ્રયોગોની વિશેષ શાસ્ત્રીય પ્રશસા માટે જુઓ પુસ્તકને અતે આપવામા આવેલુ પરિશિષ્ટ)

જો આપણે કોઇ વિદ્વાન વૈદ્યની સલાહથી અને તેમા પણ જે મુખ્યત્વે કરીને બુદ્ધિ વધારનારા ઔષધો કરવામા પ્રવીણ (સ્પેશીઅલીસ્ટ) હોય તેની સલાહથી એવા ઔષધોનુ સેવન કર્યું હોય તો પછી આપણી આતરીક ઇચ્છા સફળ થવામા સશય રાખવાનુ કાંઇ કારણ નથી અને આપણે આ ઉપાયોદ્વારા સુગમતાથી વિદ્યા મેળવી શકીએ એવુ છે.

---

* રસાયન ઔષધો (ઘેર બનાવી શકાય તેવાનો) સગ્રહ આ પુસ્તકના બીજા ભાગમા આપવામા આવ્યો છે.

## ૩
# ઔષધ પ્રયોગથી વધતી જતી બુદ્ધિને ઓળખવાની રીત.

બુદ્ધિ સબધી શક્તિ પહેલા કરતાં વધારે વધતી જાય છે, એનુ માણસને એકાએક જ્ઞાન થવુ કઠણ છે. પરતુ નીચે લખેલી રીતનો વખતો વખત પરીક્ષા કરવાથી કાઇ અનુમાન ઉપર આવી શકાય છે —

“ પ્રયોગનો આરભ કરતા પહેલા ઘડીયાળમા સમય જોઇને સવારના પહોરમા પુસ્તક લઇને અભ્યાસ કરવા બેસવુ અને જ્યા સુધી થાક ન લાગે ત્યા સુધી વાચતા રહેવુ. અને જ્યારે મગજમા થાક કે બેચેની લાગે, આખો ભારે થઈ જાય, અને વિષય બરાબર સમજવામા આવતો બધ થઇ જાય તથા ભણવામા અરૂચિ પેદા થાય, એટલે અભ્યાસ છોડી દઈ ફરીથી ઘડીઆળ જોઇને સમયની નોધ લઈ લેવી. આમ થોડા દિવસ કરવુ એ ઉપરથી ઓષધનુ સેવન કરવા પહેલા બરાબર આટલો વખત વાચી શકાતું હતું તે લક્ષ્યમાં રહેશે પછી કોઇ પણ બુદ્ધિવર્ધક ઔષધોનુ સેવન અમુક મહીના સુધી કર્યું તો તે પછી પાછુ પહેલાની પેઠે ઘડીઆળમા વખત જોઇને વાચવા બેસવુ અને પહેલા નોધેલા વખત કરતા વધારે વખત વાચવા છતા પણ અકળામણ આવે નહિ, મગજ હમેશા તાજોજ રહે, અને ભણવાની મહેનત જણાય નહિ, એવુ થાય તો પછી ખાત્રી થશે કે ઔષધોથી બુદ્ધ્યાત્મક દ્રવ્ય ( મેટર ) વધતું જાય છે.

ઘણું કરીને મૂર્ખાઓ કરતા બુદ્ધિશાળી મનુષ્યોમાં શારીરિક વિશેષતા તો એ જ છે કે, તેઓનુ શરીર વધારે વખત સુધી વિદ્યા-પ્રાપ્તિ માટે લાયક રહે છે, જેથી તેઓ બીજાઓ કરતા વધારે સુગમતાની સાથે થોડા વખતમાં બહુ જ્ઞાન મેળવી લે છે. આ પરિક્ષાથી બુદ્ધિનો ઠીક પત્તો લાગી જાય છે.

ઔષધના પ્રયોગો ક્યારે લાભ નથી કરતા તે વિષે.—

**विनापि भेषजैर्व्याधिः पथ्यादेवनिवर्तते ।**
**न तु पथ्यविहीनस्य भेषजानां शतैरपि ॥ १ ॥**

**ભાવપ્રકાશ.**

"વ્યાધિ ઔષધ વિના પથ્યથી જ દૂર થાય છે. પથ્ય સેવન વિના કોઇ રોગ મટતો નથી, અને પથ્ય દરેક રોગને માટે ભિન્ન ભિન્ન છે." બુદ્ધિ વધારનારી ઔષધીના સેવનમા મુખ્ય અને મોટું પથ્ય એજ છે કે પ્રયોગ સેવન દરમીઆન મગજને ખૂબ કસરત મળ્યા કરે. કદાચ એ વખતે જો એમા કચાશ રાખવામા આવે તો ઔષધનો પ્રભાવ થઇ ગયા છતા પણ જોઇએ તેવો લાભ જણાશે નહિ. બુદ્ધિવર્ધક ઔષધોનો આ પ્રધાન ગુણ છે, કે એના સેવનથી બુદ્ધિ વધારનારૂ દ્રવ્ય ( મેટર ) પહેલેથી જ શુદ્ધ અને વધતા પ્રમાણમાં થતું જાય છે અને એ દ્રવ્ય જેમ જેમ વધતું જશે એટલી જ સુગમતા વિદ્યા પ્રાપ્ત કરવામા થતી જશે, પણ જો આપણે એ વધતા જતા દ્રવ્યને ઉપયોગમા લાવવા માટે મગજને કસરત નહિ આપીએ અને પઠન પાઠનમા કચાશ રાખીશુ તો પ્રયોગથી કાઇ જ લાભ થઈ શકશે નહિ એટલા માટે જ ઔષધોનો લાભ પુરેપુરો લેવા સારૂં પહેલા કરતા મગજને વધારે કસરત આપવાની જરૂર છે આ છેલુ સિદ્ધાત વાક્ય છે કે, જો મેધ્ય એટલે બુદ્ધિવર્ધક ઔષધોથી વધારે લાભ લેવો હોય તો તેના પ્રયોગ વખતે મગજને પુરેપુરી કસરત આપવી.

ઇતર ઔષધોની પેઠે મેધ્ય ઔષધો એકદમ પોતાનો ચમત્કાર બતાવતા પણ નથી, તેમજ ચમત્કારીક (બાદશાહી–રાજશાહી, વિગેરે કપોલકલ્પિત ) ઔષધોની પેઠે એકવાર ચમત્કાર બતાવીને નીરંશ પણ બની જતી નથી. પણ જેમ જેમ તેની અસર શરીરમાં થતી જાય છે તેમ તેમ ધીરે ધીરે સ્થિરતાની સાથે એનો ગુણ વધતો

જાય છે.* પરંતુ અનેક વ્યક્તિઓ આ વાત સમજ્યા સિવાય એક બે કે ચાર દીવસ દવાનુ સેવન કરવા છતાં પ્રત્યક્ષ ગુણ ન જણાવવાથી છોડી દે છે, એથી લાભ થતો નથી. એટલુંજ નહિ, પણ જીંદગી વધારનારા, રોગ મટાડનારા અને બુદ્ધિ વધારનારાં ઔષધો પોત પોતાના મુખ્ય ગુણો ઉપરાત શરીરના સર્વ સચાઓને સુધારવાનુ પણ કામ કરે છે, એટલે શરૂઆતમા શરીરના સર્વ સચાઓ પોતપોતાનુ કામ નિયમિત કરવા માટે પોતામા જે વિકારો હોય તે દૂર કરવા મડી જાય છે, અને આ ક્રિયા એક બે અઠવાડીયાં સુધી લગભગ ચાલુ રહે છે એટલા વખતમા દરદીને અનેક શકાઓ થઈ રોગમા વધારો જણાઈ દવા છોડી દેવાનો અને મહર્ષિઓના લેખોને ખોટા માનવાનો શુભ સમય મળી જાય છે. ધન્ય ! એટલા માટે આ ઔષધોને ઓછામા ઓછો મહીનો દોઢ મહીનો કે જરૂરીઆત પ્રમાણે વધારે સમય સેવન કરવા જોઈએ.

## (૪)

## બુદ્ધિવર્દ્ધક ઔષધ પ્રયોગ સેવન કરવાના નિયમોઃ-

**नाविशुद्ध शरीरस्य युक्तो रसायनो विधिः ।**
**न भाति वाससि क्लिष्टे रंगयोग इवाहितः ॥**

વૈદ્યક આચાર્યોનો ઉપદેશ છે, કે વમનવિરેચનાદિ કર્મોથી શરીર શુદ્ધ કર્યા વિના જેમ મેલા વસ્ત્ર ઉપર રગ ચડતો નથી તેમ, રસાયનો ફાયદો કરતા નથી, માટે પ્રયોગનો આરભ કરતા પહેલા પચકર્માદિથી શરીરને શુદ્ધ કરી લેવુ જરૂરનુ છે.

---

* એટલા માટે જ રસાયન તત્રોમા દરેક પ્રયોગોની પાછળ, निषेवणेन षण्मासान् मृत्युजित्, सवत्सर प्रयोगेण ઇત્યાદિ લાબા દીવસ કે મહીના સુધી નિયમિત રીતે ખાવાની ભલામણ કરવામા આવે છે અને મારો પણ અનુભવ છે. **અમૃતલાલ.**

**પથ્ય**—રસાયન ઔષધોને માટે જે જે પથ્ય કરેલાં હોય અથવા જે આહારવિહાર વિધિ હોય તે સર્વ પાળવું જોઇએ. મગજની કસરત, ગ્રંથનું પઠનપાઠન, સાત્મ્ય ખોરાક, દુધ ચોખા ઘી વગેરે બુદ્ધિવર્ધક દ્રવ્યોનો વધારે ઉપયોગ તથા દિનચર્યામા મધ્ય આહારવિહારનું સેવન વધારે લાભકારી છે.

વળી, બ્રહ્મચર્ય પાળવુ, સત્યવ્રત ધારણ કરવું, અને પ્રાણાયામ પણ લાભ કરનાર છે. ગાયત્રીનો જપ ભાવનાપૂર્વક કરવામા આવે તો તે પણ અનંત ફળપ્રદ છે. બુદ્ધિવર્ધક ઔષધ પ્રયોગ વિશ્વાસ અને શ્રદ્ધાથી સેવવો, તથા પ્રયોગ કરતી વખતે પઠનપાઠન કરવુ.

**અપથ્ય**—આળસ, ક્રોધ, વિગેરે માનસિક મલ, કુદરતી હાજતોને રોકવાની ટેવ, મિથ્યાઆહાર, મિથ્યાવિહાર, વધારે પડતી ખટાશનો ઉપયોગ, વધારે મરચાં, વધારે મીઠુ, તથા બુદ્ધિ નાશક આહારવિહાર, એ સર્વે હાની કરનારા છે. વળી ગાજર, વડગુદા, વગેરે તેમજ નિશો, આનુપ માંસ, વાશી, આયેલાં અને કોટા ફુટી ગયેલા અન્ન પણ અપથ્ય છે.

**છેલ્લી પ્રાર્થના !** આ નિબંધને પુરો કરતા અમો સર્વને એક પ્રાર્થના કરીએ તો તે અનુચિત નહિ ગણાય, તે પ્રાર્થના એ કે સંતાનોને જ્ઞાનવાન કરવા માટે જે ખર્ચ કરવો પડે છે, એ સાથે જો આપણે બે ચાર આના આને માટે પણ ખર્ચ કરીએ તો કાંઈ ખોટુ નથી. માટે આપણા દેશીઓને મારી વિનતિ છે કે તેઓ મળીને પોતાની અને બાળકોની બુદ્ધિ તરફ ધ્યાન આપે અને સદ્બુદ્ધિ પ્રાપ્ત કરી સત્કાર્યમા પ્રવૃત્ત થઇ આપણા પૂર્વજોનુ ગૌરવ વધારે સમુજ્વલ કરે. તે સાથે પરમકૃપાળુ પરમેશ્વરને પણ પ્રાર્થના છે કે, અમારા વૈદ્યોને અને અમારા દેશહિતચિંતક આગેવાનોને પણ લોકોપકારને માટે બુદ્ધિ વધારનાર દ્રવ્યો વાપરવાની શક્તિ અને શ્રદ્ધા આપે કે જેથી આ પડતી દશા ભોગવતું ભારત પણ પાછુ ખડુ થઇ જાય અને ગૌરવ મેળવે. તથાસ્તુ.

# परिशिष्ट.

## પ્રયોગોની શાસ્ત્રીય પ્રશંસાનાં થોડાં ઉદાહરણો:—

एतत् प्राशित मात्रेण वाग् विशुद्धिश्च जायते ।
सप्त रात्र प्रयोगेण श्रतमात्रं तु धारयेत् ॥ १ ॥
ततः प्राशित मात्रेण बधिरत्वं विनश्यति ।
सप्त रात्र प्रयोगेण भवेत् कविरसंशयम् ॥ २ ॥
नष्टं च स्मरते ग्रंथं श्रतिश्चाप्युपजायते ।
एतत् सारस्वतं नाम स्मृति मेधा विवर्धनं ॥ ३ ॥
प्रज्ञामूर्तिर्जायते सौ कवीन्द्रः ॥ ४ ॥
मेधाबुद्धिस्मृतिकरं बालानां चागवर्धनं ॥ ५ ॥
मेध्यं गवामपि भवेत् किमु मानुषाणां ॥ ६ ॥
लोके शुक्र बृहस्पतेस्सम नृणां पूज्यश्च नित्यं तथा ॥ ७ ॥
उपयुज्य भवज्जडोपिवाग्मी श्रृतिधारीप्रतिभा नवानरोग ॥ ८ ॥
सौकर्यः सप्त रात्रान् मति मति विशदां पक्षती मास मात्रा
चातुर्यं सत् कवित्वं वरस कलकला विज्ञतां प्राप्नुयात् सा ॥९॥
ऐश्वर्यमिच्छन् मनसश्च धैर्य मेधां तथेच्छन् द्विगुणंच कालं
पठेन्नरः श्लोक सहस्रमह्नस्तद्वच्च योज्यंद्विगुणं च कालं ॥ १० ॥
एतस्याभ्यासतः पुंसां बुद्धिर्मेधा धृतिः स्मृतिः
संपत्तिः कविताशक्तिः प्रवर्द्धेच्चोत्तरोत्तरं ॥ ११ ॥
द्वीगुणीकृते च तस्मिन् मेधावी भवति मुष्ट वाक्यश्च

श्रीगुणी कृते च तस्मिन् श्लोक सहस्रं पठत्याशु ॥ १२ ॥
दुर्मेधसः किलायं भिक्षोराचार्ये लोकसेनेन
अप्रार्थितेन दत्तो योगवरो नंदन विहारे ॥ १३ ॥
वाक्प्रदत्वंच बालानां वीणावाद्य समस्वरः ॥ १४ ॥
एकविंशति रात्रेण भवेच्छ्रुतिधरो नरः
मेघ दुन्दुभिर्न घोषो मत्तः कोकिलनिःस्वनः ॥ १५ ॥
भक्षयेन् मासमेकं च बृहस्पति समो भवेत् ॥ १६ ॥
सहस्र ग्रंथधारी स्यात् ब्रह्मचारी कविर्भवेत् ॥ १७ ॥
सप्त रात्रेण मेधावी द्वाभ्यां श्रुतिधरो भवेत्
मयूरस्वर निर्घोषो मत्तकोकिलकस्वरः
सहस्रं संस्मरेद् ग्रंथान् किन्नरैः सह गीयते ॥ १८ ॥
दश रात्रमुपयुज्य मेधावी ॥ १९ ॥
मेधास्मृतिबलोपेताश्चिररात्रं तपोधनाः ॥ २० ॥
जीवति बलपुष्टवपुः स्मृति मेधाद्यन्वितो विशेषेण ॥ २१ ॥
विशिष्ट मेधा स्मृति बुद्धि सत्वः । भवत्यसौ वर्ष सहस्र जीवी
स्मृति मति बलमेधा सत्वसारैरुपेतः ॥ २३ ॥
कुमाराणां वपुर्मेधा बलपुष्टिकराः स्मृताः ॥ २४ ॥
प्रज्ञा मेधा वर्धते मास युग्मात् ॥ २५ ॥
महा बुद्धिर्जायते नात्र संशयः ॥ २६ ॥
बुद्धीन्द्रिय बलप्रदम् ॥ २७ ॥

## ઉપલાં વાક્યોનો ભાવાર્થ.

આ દવાનું પ્રાશન કરવાથીજ વાણી શુદ્ધ થઈ જાય છે, અને સાત દિવસનો પ્રયોગ સેવવામાં આવે તો સાંભળેલું બધું યાદ રહે છે. ૧.

એ દવાના પ્રાશન માત્રથી બહેરાશ દુર થઇ જાય છે અને સાત દિવસના સેવનથી નક્કી કવિ થઈ શકાય છે. ૨.

આ સારસ્વત નામની બનાવટ સ્મૃતિ અને મેધાને વધારે છે. ભુલી જવાયેલ ગ્રંથ યાદ આવે છે અને સાંભળેલું યાદ રહે છે. ૩.

આ દવા ખાનારો પ્રજ્ઞાની મૂર્તિ હોય એવો કવિન્દ્ર બને છે. ૪.

મેધા, બુદ્ધિ અને સ્મૃતિને કરવાવાળુ આ રસાયન બાળકોના સંગને પણ પુષ્ટિ આપે છે. ૫.

(આ દવા) બળદની બુદ્ધિમા વધારો કરી આપે તો પછી માણસોની બુદ્ધિ વધારે એમાં નવાઈ શુ છે. ૬.

(તેથી) લોકમા બૃહસ્પતી અને શુક્રાચાર્ય જેવો બુદ્ધિશાળી અને મનુષ્યોને પુજ્ય થાય છે. ૭

આ ઘૃતનો ઉપયોગ કરવાથી જડ હોય તે પણ વાચાળ થાય છે, પ્રતિભા ને સ્મરણશક્તિ વધે છે અને રોગ દુર થાય છે. ૮.

આ પ્રયોગની બનાવટ ઘણીજ સહેલી હોવા છતા, સાત દિવસના સેવનથી અત્યંત નિર્મળ બુદ્ધિ પ્રાપ્ત થાય છે અને ૧૫ દિવસના સેવનથી ચતુરાઇ વધે છે તેમજ નિયમિત રીતે મહિનો સેવન કરવાથી સત્કવિત્વ અને બધી ઉત્તમ કળાઓમા કુશળતા પ્રાપ્ત થાય છે. ૯.

ઐશ્વર્યની ઇચ્છા હોય અને મનની ધીરજ મેળવવી હોય તથા મેધા પ્રાપ્ત કરવી હોય તો બમણી મુદત સુધી (આ ઔષધનુ) સેવન કરવુ. વળી, જો એક દિવસમા એક હજાર શ્લોક ભણી શકાય એવી મરજી હોય તો એથી પણ ડબલ વખત સુધી (આ ઔષધનુ) સેવન કરવુ જોઇએ. ૧૦.

આ દવાના અભ્યાસથી પુરૂષોની બુદ્ધિ, મેધા, ધૃતિ, સ્મૃતિ, અને કવિત્વશક્તિ એ બધુ ઉત્તરોત્તર વધે છે. ૧૧.

તેનેજ બમણી મુદત સુધી સેવવાથી મેધાવી અને નીર્મળ વાણી વાળા થઇ શકાય છે, અને ત્રણ ગણી મુદત સુધી ખાવાથી ૧૦૦૦ શ્લોક યાદ રહી શકે છે. ૧૨.

ખરાબ મેધાવાળા અને ભિક્ષુ ઉપર દયા આવવાથી આચાય શ્રી લોકસેને નંદન વિહાર નામના મઠમાં આ પ્રયોગ માગ્યા સિવાય આપ્યો હતો. ૧૩.

જેમ વીણાનુ વાદ્ય હવામા પોતાનો સુર ફેલાવે છે, તેવી સર્વત્ર પ્રસરતી વિજય પામતી વાણી બાળકોને (આ ઔષધ) આપે છે. ૧૪.

( આ ઔષધ સેવનથી ) એકવીશ રાત્રી સુધી પ્રયોગ કરવાથી માણુસ શ્રુતિધર–એકજ વાર સાભળેલુ યાદ રહી જાય એવો–બને છે. તથા મેઘ ગાજતો હોય અથવા નગારૂ વાગતું હોય એવો સ્નિગ્ધ ગભીર અવાજ થાય છે કે પછી મદોન્મત્ત કોયલ જેવો મધુર સ્વર થાય છે. ૧૫.

( તે ) એક મહીનો ખાવાથી, બૃહસ્પતિ જેવો થાય છે. ૧૬.

આ પ્રયોગ સેવન કરનાર બ્રહ્મચારીને હજાર ગ્રંથ યાદ રહે છે તથા કવિત્વને પામે છે. ૧૭.

વળી સાત રાત્રીમાં એ મેધાવી બની જાય છે અને ૧૪ દિવસે સાભળેલુ યાદ રહે એવા બની જાય છે. મયૂરના સ્વર જેવો ઘાટો નિકળે છે અને મત્ત કોયલના જેવો સ્વર થાય છે, તથા હજારો ગ્રંથ યાદ રહે છે. અને કિન્નર સાથે ગાઇ શકે છે. ૧૮.

દશ રાત્રી સુધી પ્રયોગ કરીને મેધાવી બની જાય છે. ૧૯.

તપોધન–તપરૂપી જેને ધન છે એવા બ્રહ્મચારીઓ ( ઉપર ) લખેલી દવાના પ્રયોગોથી ઘણી રાત્રીઓ સુધી મેધાસ્મૃતિ અને બળથી યુક્ત રહી શકે છે. ૨૦.

વિશેષે કરીને બળથા પુષ્ટ છે શરીર જેનુ એવો સ્મૃતિ અને મેધાથા યુક્ત જીવે છે. ૨૧.

આ દવા ખાનારો ખાસ વિશિષ્ટ મેધા, સ્મૃતિ, બુદ્ધિ, અને સત્વ સાથે હજાર વર્ષ જીવી શકે છે. ૨૨.

(અને) સ્મૃતિ–મતિ, બલ, મેધા, સત્વ અને સારયુક્ત જીંદગી પસાર કરે છે. ૨૩.

(આ ઔષધ) કુમારોની શરીરની શક્તિ, મેધા, બળ, અને પુષ્ટિ વધારવામા ઉપયોગી છે. ૨૪.

બે માસના સેવનથી પ્રજ્ઞા અને મેધા વધે છે. ૨૫.

(આ ઔષધ સેવનથા) મહાબુદ્ધિવાન્ થાય એમા સ શય નથી. ૨૬

( તે ) બુદ્ધિન્દ્રિયને બળ આપનાર છે. ૨૭.

આ ઉપલા વૈદ્યકશાસ્ત્રોના વચનોથી સિદ્ધ થાય છે કે બુદ્ધિ-વર્ધક ઔષધોનુ ઓછા વધતા સમય સુધી સેવન કરવાથી બુદ્ધનો વિકાસ અને બુદ્ધિની નિર્મળતા થઇ શકે છે.

ઉપરના વાક્યો જુદી જુદી બુદ્ધિવર્ધક દવાઓની ફળશ્રુતિનાં છે. એ બધી બનાવટો અહી આપી નથા તેનુ કારણ એ છે કે આ લેખ બુદ્ધિવર્ધક ઔષધોની પ્રસ્તાવના રૂપ હોવાથી અહી મૂળ બનાવટની જરૂર અમને લાગતી નથી, તેથી તે આ પુસ્તકના બીજા ભાગમા યથાક્રમ આપવામા આવી છે.



# नवाभ्रक रसायन.

ક્ષય, સંગ્રહણી, મંદાગ્નિ, નબળાઇ વગેરેની ઉત્તમ દવા. આ રસાયન ક્ષયમાં વાપરવા જેવું છે. તેની એક માત્રામાં ½ અભ્રકભસ્મ આવે છે. કીં. તો. ૧ ના રૂ. ૫–૦–૦.

---

# चारुदर्शना.

## બધી જાતના તાવમાં નિર્ભય રીતે વાપરવા લાયક ઔષધ.

ક્ષય રોગમા બપોર પછી આવતા હઠીલા તાવમા પણ ફાયદો કરે છે. **તાવની ગમે તે અવસ્થામાં લઇ શકાય છે. તિક્ત, પૌષ્ટિક અને રક્ત શોધક છે.** તદન વનસ્પતિમાંથી શાસ્ત્રીય રીતે તૈયાર થાય છે. કીં. **૩૨ ગોળીની શીશીના રૂ. ૦–૮–૦.**

---

## વાગ્ભટકૃત અષ્ટાંગ હૃદયનું શુદ્ધ સરલ ગુજરાતી ભાષાન્તર.

કિંમત રૂ. ૩. ત્રણ, પોસ્ટેજ જુદુ. રચનાર પ્રાણાચાર્ય. વૈદ્યનું પ્રાચીન વૃદ્ધત્રયીમાં ગણાતું મોટું પુસ્તક આટલી સસ્તી કિંમતે મળતું આ પહેલુંજ છે. મગાવીને ખાત્રી કરો.

મળવાનું ઠેકાણું:—

**વૈદ્ય અમૃતલાલ વિ૦ પ્રાણશંકર** ઝાડેશ્વર દવાશાળામાં,

ઝાડેશ્વર–ભરૂચ સ્ટેશન થઇને.

# त्रीफळा रसायन.

**संवत्सरप्रयोगेण मेधास्मृति बलप्रदा।**
**भवत्यायुष्प्रदा धन्याजरारोगनिबर्हिणी॥**

આ દવા નિયમિત રીતે ૧ વરસ સુધી ખાવાથી વિચારશક્તિ કેળવાય છે, યાદદાસ્ત વધે છે, શરીરમાં અને મનમા બળ આવે છે, જીંદગી લબાય છે, ઘડપણ આવતું અટકે છે. અને શરીરમાં લાંબા વખતથી ઘર કરેલા રોગો નાશ પામે છે.

માત્રા ૨ વાલથી ૧૬ વાલ. અનુપાન. ઘી, મધ, દુધ.

કિંમત ૧ વર્ષની દવા તોલા ૪૦ ના રૂા. ૫૦—૦—૦
" ૬ માસ " " ૨૦ ના રૂા. ૨૫—૦—૦
" ૩ માસ " " ૧૦ ના રૂા. ૧૨—૮—૦

સૂચના—ઉપરની બનાવટમા ૪૦ તોલા પાછળ

સોનુ તોલા ૧ કિમત રૂા. ૩૦
લોહભસ્મ તો. ૧ કિ. " ૫
માક્ષિક તો. ૧ કિ. " ૨
૩૭

---

# भस्मेश्वर रस.

**रसोभस्मैश्वरोनाम्ना सांन्निपातज्वरांतकृत् ।**
**एकगुंजामितोभक्ष्य आर्द्रकस्यद्रवेणहि ॥ १ ॥**

આ ભસ્મેશ્વર રસ સનેપાતના તાવને મટાડે છે. બીજા ટાઢીઆ તાવમાં પણ અપાય છે. સુવાવડીને તાવ આવતો હોય ત્યારે અપાય છે. માત્રા રતી ૧. અનુપાન આદુનો રસ અને મધ. કિમત તોલા ૧ નો રૂા. ૧—૦—૦.

# प्राणपीयूष नंबर १.

**कासंश्वासंज्वरं हिक्कां छर्दिं- भ्रमं भ्रमम् ।**
**रक्तनिष्ठीवनंतृष्णां पार्श्वशूलमरोचकं ॥**

**शोषप्लीहाढयवातांश्च स्वरभेदं क्षतं क्षयम् ॥**
**गुलिकातपणीयूष्या रक्तपित्तं च नाशयेत ॥**

આ ગોળી ખાસી, હાંફણ, ઝીણો તાવ અને હેડકીને હરે છે, ઉલટી, બેભાની, નિશાબાજીથી થતા રોગ તથા ચક્કર આવતા અટકાવે છે. લોહીની ઉલટી મટાડે છે. તરસ લાગતી અટકાવે છે, ક્ષયરોગમાં પડખાંમાં શળ નીકળે છે તે દબાવે છે. અન્ન ઉપરની અરૂચિ દૂર કરે છે. ધાસણીનો રોગ પણ લાબા દિવસ ખાવાથી મટે છે. વાતરક્ત (લોકો રગતપિત્ત કહે છે તે) વધતું અટકાવે છે.

સાદ બેસી જવાનો રોગ, છાતીમાં પડેલું ચાદુ, ઉરક્ષત, ખેન નામનો ભયંકર રોગ, યકૃત અને બરોલનાં દરદો (જેનાથી નસકોરી ફુટે છે અથવા બીજી રીતે શરીરમાંથી લોહી પડે છે તે રક્તપિત્ત) ને મટાડે છે.

મગજનું ઘણું કામ કરનારાં નબળા માણસો અને બાળકોને ખોરાકની ગરજ સારે છે, જ્ઞાનતંતુઓને સતેજ કરી શરીરની સીસ્ટમોને સુધારી ધાતુપુષ્ટી કરે છે.

અમારો વધારાનો અનુભવ—આ ગોળી આધાશીશી ચડતા પહેલાં ભેંસના દુધ સાથે લેવાથી આધાશીશી અને માથાનાં દરદો મટે છે.

માત્રા ગો. ૧ થી ૪. દુધ સાથે ગોળી લેવી.

કિંમત ગો. ૬૪ રૂ. ૧—૦—૦

# मेहमृत्युंजय चूर्ण.

**चूर्णानितंदुलजलैर्लुलितानिपीत्वा।**
**प्रत्यक्षमृत्युरपि जीवतिमूत्रकृच्छ्री ॥**

નિ ૨ ભા ૩

આ ચૂર્ણ ચોખાના ધોવણ સાથે પીવાથી મોત નજર આગળ દેખાતું હોય તો પણ મૂત્રકૃચ્છમા ફાયદો થાય છે.

અનુભવ-પેશાબની અટકાયત, ઉનવા, પરમીઆ, (ગોનોરીઆ) માં થતી બળતરા એકદમ શાત થાય છે. ગર્ભિણીને પેસાબ બંધ થયો હોય તો પણ અપાય છે

માત્રા ૨ વાલથી ૧૬. અનુપાન ચોખાનુ ધોણ, મધ.

કિંમત તો. ૧ ની ૦-૨-૦

---

# तिमिरहरी गुटी.

**छाययैव गुटिकाः परिशुष्का नाशयन्ति**
**तिमिराण्यचिरेण** વા. ઉ. અ. ૧૩

આ ગોળી બકરીના અગર સ્ત્રીના દુધમા ઘસીને સુતી વખતે આખમા આજવાથી ઝાખ, ફુલુ અને બીજા આખના રોગ મટે છે, અને આખનુ તેજ વધે છે.

કિંમત ગો ૧ ની ૦-૦-૯

**ઔષધો મળવાનું ઠેકાણું:—**

**વૈદ્ય અમૃતલાલ. વિ. પ્રાણશંકર.**
**ઝાડેશ્વર દવાશાળા-ભરૂચ.**

# પરમાત્મા સૌનું શ્રેય કરો.

વાંચક !

જો આ પુસ્તક વાંચવાથી આપણા પ્રાચીન ભારત બુદ્ધિબળના ખજાનામાં એવાં ક્યાં ક્યાં રત્નો અર્થાત્ કઇ દિવ્ય ઔષધિઓ છે કે જેથી આપણા પૂર્વજોએ આ જગતમાં બુદ્ધિશ્રેષ્ટતા મેળવી હતી, તે જાણવાની ઇચ્છા થાય, તો તુરત આ પુસ્તકના બીજા ભાગ માટે નામ નોંધાવજો.

દયામય પ્રભુના આશિર્વાદથી, વાંચક તે પુસ્તક દ્વારા ગુમાવેલું બુદ્ધિબળ પ્રાપ્ત કરી શકશે અને બુદ્ધિ નિર્બળ હશે તો સતેજ બનાવી શકશે.

નામ નોંધાવવાનાં ઠેકાણાં:—

( ૧. ) વૈદ્યરાજ અમૃતલાલ વિ. પ્રાણશંકર.
મુ. ઝાડેશ્વર.

( ૨. ) એમ. એમ. પટેલની કંપની.
હજીરાપોળ—અમદાવાદ.